અથવા પંદર "મિનિટ" રેહીને બીજી બાનુ આવી લાગે-છે, તો પેહેલી જેમ બનેએમ લાયકીથી ઘરધણીઆણી-સોડથી ખસી જાયછે, અને ઘરધણીઆણી ઉઠીને બીજી આવનારી બાનુને લેવા જાયછે, તથા "શેક-હાંડ" કરેછે, અને પાછી આવી પોતાની જગ્યાઉપર બેસેછે. અગરજો મોલાકાતે આવનાર બાનુ નહીં, પણ ગ્રહસ્થ હોયછે, તો તેણી ઉઠતી નથી, પણ બેસીજ રેહેછે; "શેક-હાંડ" થવાપછી તે બીજી આવનાર બાનુ હોય કે ગ્રહસ્થ, તોયે ઘરધણીઆણીની નજદીકમાં તે બેસેછે. એવીરીતે પેહેલી આવેલી, તથા બીજી આવેલી બાનુઓવચ્ચે જો કાંઈ મતલબ હોયતોજ ઓળખાણ કરાવવામાં આવેછે, નહીંતો તેમ કરવાની કશી અગત્ય-નથી. તોય પોતાની વાતચિતવેળા અસેમસે ઘરધણીઆણી એકબીજીનાં નામો બોલી સંભળાવેછે, કે જેથી તેણીઓ ઓળખાણ કરાવવાવિના એકબીજી કોણછે, તે જાણી શકે. તોયે જો ઘરધણીઆણી ડાહ્યી અને ચતુર હોયછે, તો એવીરીતે વાત છેડછે, કે મોલાકાતે આવનારાંઓને વગર ઓળખાણ કરાવવે એકબીજાંસાથે વાતચિત કરવાને બની આવેછે.

અગરજો એક બાનુના મળવા આવવાસાથેજ તરત બી-જીનું પણ આવવું થાયછે, તો ઘરધણીઆણી બંનેસાથે સરખીરીતે વાતો ચલાવેછે, અને જેણી પેહેલી આવી હોયછે, તેણી દશથી પંદર "મિનિટ" થોભવાપછી પેહેલી રૂખસદ લેછે; અગરજો એકજ બાનુ આવેલી હોયછે, તો ઘરધણી-આણી તેણીનાં જતીવેળા દિવાનખાનાંના દરવાજાસુધી મુકવા જાયછે, જ્યાં મોલાકાતે આવનાર બાનુ દાદરઉપરથી ઉતરી રેહે, ત્યાંસુધી થોભેછે. જોકે એમ કરવાની કાંઈ ફરજ નથી,

તોયે તેમ કરવાથી તેણીની વધારે લાયકી જણાયછે. અગરજો એવીવેળા ઘરધણી પોતે પણ ત્યાં હાજર હોયછે, તો તે તે બાનુનીસાથે છેક નિરયેસુધી જાયછે; પણ એમ જવું કે નહીં, તે માત્ર તેની સભ્યતા અને મરજીઉપર, અને વળી મોલાકાતે આવનારી બાનુના ઘરધણી તથા ઘરધણીઆણી-સાથેના સંબંધઉપર આધાર રાખેછે.

અગરજો બે બાનુઓ મોલાકાતે આવી હોયછે, તો એકનાં જતીવેળા ઘરધણીઆણી ઉભી થઇને "શેક-હાંડ" કરી છુટી પડેછે. તેવેળા બીજી બાનુ પોતાની જગ્યાઉપર બેસીજ રેહેછે, અને દરવાજાસુધી મુકવા જતી નથી; પણ જો તે જતી બાનુ મોટી પદવીવાળી હોયછે, તો તો ઉઠી ઉભાં થવાની તેણીને પણ ફરજ પડેછે.

અગરજો સવારની મોલાકાતવેળા બે જણાંઓ, પછી ગમે તેઓ બંને બાનુઓ હોય, અથવા બંને ગ્રહસ્થો હોય, પણ જો તેઓએ એકબીજાંસાથે જરાપણ વાતચિત કીધી હોય, તો જતીવેળા તેઓ એકબીજાંસાથે "શેક-હાંડ" કરતાં નથી, પણ માત્ર એકબીજાંને સેહેજ નમીને છુટાં પડેછે; પણ જો તેઓએ મોલાકાતવેળા એકબીજાંસાથે જરાપણ વાતચિત ન કીધી હોય, ત્યારેતો તેઓ છુટાં પડતી વખ્તે એકબીજાંને નમતાંવઠીક નથી. અગરજો ઘરધણીઆણીએ તેઓની રીતસર ઓળખાણ કરાવી હોયછે, તો છુટાં પડતી-વેળા માત્ર એકબીજાંતરફ નમીને છુટાં પડેછે, અને ભવિષ્યમાં વધારે ગાડી મિત્રાઈ થાય નહીં, ત્યાંસુધી "શેક-હાંડ" કરતાં નથી.

અગરજો મોલાકાતે આવનારાંઓમાંહિ એકાદ ગ્રહસ્થ હોયછે, તો તેને કોઈ બાનુનાં જતીવેળા દિવાનખાનાંનું બારણું ઉઘાડવાની ફર્જછે, પણ જ્યાંસુધી ઘરધણીઆણી તેને અર્જ કરે નહીં, ત્યાંસુધી નિસ્ચેસુધી તેને તેણીને મુકવા જવાની કાંઇ અગત્ય નથી. જો તેમ તેને નિસ્ચેસુધી જવું પડેછે, તો બાનુ તેનો ઉપકાર માનેછે, અને નમીને છુટી પડેછે, પણ "શેક-હાંડ" કરતી નથી.

દિવાનખાનાંમાં છુટાં પડતીવેળા ઘરધણીઆણી ઘંટ* વગાડીને પરોણાંને બહાર નિકળવામાટે રસ્તાઉપરનું બારણું ઉઘાડવા, તથા જો તેણી ગાડીમાં બેસીને આવી હોયછે, તો ગાડી દરવાજાઆગળ બોલાવવામાટે પોતાના નોકરને ફરમાવેછે, અને તેમ કરવાની તેણીની ફર્જછે, જે બજાવવામાં જો તેણી ગફલતી કરે, તો મોટો અવિવેક કીધેલો ગણાયછે.

અગરજો લાંબે તફાવતેથી કોઈ બાનુ મોલાકાતે આવી હોયછે, અને જો પોતાની ગાડીમાંહેલા ઘોડાઓને મોલાકાતનીવેળા છોડી નાખવાનો હુકમ આપેલો હોયછે, તો પોતાના નિસ્ચે ઉતરવાઆગાઉ તેઓને પાછા જોતરવાની વરદી આપવામાટે ઘરધણીઆણીના નોકરને ઘંટ વગાડીને પોતે બોલાવવાની તેણી રજા પુછેછે. અગરજો ઘંટની દોરી નજદીકમાંજ હોયછે, તો ઘરધણીઆણી પોતેજ વગાડેછે, અથવા જો કોઇ ગ્રહસ્થ ત્યાં હાજર હોય, તો તે વગાડેછે,

* આગળ "નોટ"માં જણાવ્યાપ્રમાણે "ઈંગ્લાંડ"માં ઘણી થંડીને લીધે બારણાં બંધ રાખવાની ફર્જ પડેછે, અને તેટલામાટે નોકરોને બોલાવવામાટે દરેક ઓરડામાંથી તારની યા દોરીનીમારફતે ઘંટ વગાડવામાં આવેછે. (જુઓ પાને ૫૧ મે.)

તેમ નહીંતો ઘરધણીઆણી મોટી ખુશીસાથે તે બાનુને તેમ કરવા દેવાની રજા આપેછે, અને તેથી મોલાકાતે આવનારી બાનુ પોતે ઘંટ વગાડી જ્યારે નોકર હાજર થાયછે, ત્યારે ગાડી તૈયાર કરવામાટે તેને હુકમ કરેછે.

અગરજો કોઈ બાનુનીસાથે મોલાકાતે જતીવેળા તેણીની કોઈ બીજી સહી હોય, કે જેણીને ઘરધણીઆણીસાથે ઓળખાણ ન હોય, તો મોલાકાતવેળા તેણીને સાથે ઘરમાં લઇ જઈ શકાતી નથી, પણ બહાર ગાડીમાંજ થોભાવવાની ફર્જ પડેછે, પણ જો ઘરધણીઆણીની અથવા સહીની કોઈની પણ મરજી ઓળખાણ કરવાની હોય તો, અથવા બીજા કોઈ ખાસ કારણમાટે તેણીને પણ લઈજવાની મરજી હોય, કે જેથી ઘરધણીઆણી તથા પોતાની સહીવચ્ચે ઓળખાણ થાય, ત્યારે તેણીને સાથે અંદર લઈ જવામાં અડચણ નથી.

અગરજો એક બાનુ બીજીની મોલાકાતે જતી હોય, કે જેણી પોતે કોઈ ત્રીજીનાં ઘરમાં પરોણાતરીકે ઉતરી હોય, તો મોલાકાતે જનારી બાનુ નોકરને માત્ર પોતાની સહીનેમાટેજ પુછશે, કે "તેણી ઘરમાં છેકે?" પણ ઘરધણીઆણી, કે જેણીને ત્યાં તેણી ઉતરી હોય, તેણીવિષે પુછતી નથી. પોતાની સહીસાથે મોલાકાત લીધાપછી, જો તેણીને ઘરધણીઆણીસાથે સ્હેજ પિછાન હોયછે, તો તેણીનેમાટે પોતાનો "કાર્ડ" મુકીઆવેછે, પણ જો સ્હેજ પણ ઓળખાણ ન હોય, ત્યારેતો તેટલું પણ કરવામાં આવતું નથી.

અગરજો એક બાનુને ત્યાં બીજી બાનુ પરોણાતરીકે ઉતરેલી હોયછે, તો ઘરધણીઆણી પોતાનો એકાદ બેસવા-

ઉડવાનો ઓરડો પરોણાને પોતાના ઓળખાણવાળાંઓની મોલાકાત લેવાને બની આવે, માટે તેટલો વખ્તસુધી તેણીની મરજીમુજબ વાપરવા દેછે, કે જ્યાં તેણી પોતાનાં ઓળખાણ-પિછાનવાળાંઓ, મિત્રો, ઇત્યાદિને ભેટી શકે; પણ જો તેમ બની શકતું ન હોય, તો પોતાનાં દિવાનખાનાંમાં તેણીને મોલાકાત લેવા દેછે, અને તેણી પોતે મોલાકાતનીવેળા ત્યાંથી દુર રેહેછે. પણ જો મોલાકાતે આવનાર ઘરધણીઆણીનું પોતાનું પણ પિછાનવાળું હોય, ત્યારે તો ત્યાં થોબવામાં કશી અડચણ નથી. પણ જો પોતાના પરોણાની મોલાકાતે આવનારાંઓસાથે ઓળખાણ ન હોવાછતાં ઘરધણીઆણી ત્યાંથી ખસી ન જાય, તો તે ઘણું અવિવેકી ગણાયછે. અગરજો મોલાકાતે આવનાર એક ગ્રહસ્થ હોય, અને પોતાનો પરોણો એક જવાન કુંવારી બાનુ હોય, તો ઘરધણીઆણીને ત્યાં તેણીની વડીલતરીકે થોબવાનો હક રેહેછે.

અગરજો પરોણાની મોલાકાતે આવનાર કોઈ ચોકસ બાનુસાથે ઘરધણીઆણીને પોતાને ઓળખાણ કરવાની ઇચ્છા થાયછે, તો તેણી તેવિષે પોતાના પરોણાને ખાનગી જણાવેછે, કે જેણી મોલાકાતે આવનાર બાનુનાં પાછાં જતીવેળા તેવિષે અર્જ કરેછે, તથા નોકરને ફરમાવેછે, કે "તમારાં બાઇને જણાવો, કે મિસિસ———દિવાનખાનાંમાંછે," જેની મતલબ ઘરધણીઆણી સમજી જાયછે, કે તેણીને બોલાવેછે, અને ત્યારપછી રીતસર એકબીજાવરગે ઓળખાણ કરાવવામાં આવેછે.

આગળ જણાવ્યાપ્રમાણે દશથી, વીસ "મિનિટ"થી વધારે વખ્ત મોલાકાતે આવનારે થોબવું નહીં, પણ જો વાત ઘણી

અગત્યની હોય, કે એવાંજ કોઇ બીજાં કારણનેલીધે મોલાકાતે આવનારથી ઉઠી જવાય નહીં, તો ઘણામાંઘણો અર્ધો કલાકસુધી થોભી શકાયછે, પણ તેપછીથી જવું વધારે ઠીક લાગેછે. તેમ કરવાથી ઘરધણીઆણી દિલગીર થાય તે પરવડે, પણ તમારા વધારે વખ્ત બેસવાથી તમારી પતવાની વાર જોય, તેમાં સારૂં લાગે નહીં.

વળી કદાચ થોભાવવાની ઘરધણીઆણીની ખરેખરી મતલબ ન હોય, તોપણ માન આપવાની મતલબે થોભવાની અર્જ કરેછે, માટે એકવાર ઉઠયા એટલે જવુંજ ડાહાપણભર્યુંછે. તેમ વળી બરાબર વખ્તેજ ઉઠી જવાનેમાટે ઘડિયાળ કાહાડીને વારંવાર વખ્ત તપાસ્યા કરવાથી પણ હલકું લાગેછે. વાત ઘણી સારીરીતે ચાલતી હોય, તેવેળા વખ્ત થવાથી જવા ઉઠવું, એ ઘણી મોટી બેઅદબી ગણાયછે. વાત જરા ધીમી પડી હોય, તેવેળા જવા ઉઠો, તો સારૂં લાગેછે, પણ જો જવાના વખ્તઉપરાંત વાત સારીરીતે ચાલ્યાજ કરે, તો જાણે જવા માંગતા હોવ, એવું ડોળ કરી ઘરધણીઆણીનું પ્રથમ ધ્યાન ખેંચવું જોઇએછે.

અગરજો કોઈ સવારની મોલાકાતે આવ્યું હોય, અને તેવેળા ઘરધણીઆણી ગુંથવા, ભરવા, ઇત્યાદિ કાંઈ નજીવાં કામમાં રોકાયલી હોય, તો પોતાના પરોણાઓને આદરમાન આપવાપછી તેનીસાથે વાતચિત કરતીવેળા તેણીએ પોતાનું કામ બંધ કરવાની અગત્યછે. પણ જો મોલાકાતે આવનાર તેણીનીસાથે અંતગની મિત્રાઈ ધરાવતી હોય, તો તેમ કરવાની ઝાઝી અગત્ય નથી, તોયે તેણીનીપાસે તેમ કરવાની રજા તો માંગવી જોઇએછે. જોકે એ બાબદસર જુદાં જુદાં

મતોછે, તોયે ઉપલું મત સાદી અક્કલે વિચારતાં વધારે વાજબી લાગેછે. તોપણ સભ્યતાનેખાતર ગાયન, ચિત્રો દોરવાનું કામ, અથવા એવુંજ કોઈ બીજું કામ, કે જેમાં તેણીને ચિત્ત દેવું પડે, અને તેથી પરોણાંઓસાથે ધ્યાન રાખી બરાબર વાત કરવાને ન બને, તે તરત બંધ કરવું ઘટેછે. એક વિવેકી બાનુ પોતાનાં સઘળાં પરોણાંઓને એકસરખું આદરમાન આપેછે, અને બનતાંસુધી એવી વાત ચલાવેછે, કે જેમાં સર્વેને ભાગ લેવાને બની આવે.

સઘળાં પરોણાંઓમાં કોઈ નામાંકિત, અથવા ઘણાં બુજુર્ગ, યા કોઈ મોટી પદવી ધરાવનાર પરોણાંતરફ જો ઘરધણીઆણી વધારે મર્યાદા તથા માનથી વર્ત્તે, તો તે વાજબી ગણાયછે, કોઈ ઉંચી પદવીનાં ઉમરાવતરફ યા કોઈ નામીચા લખનારતરફ, યા એવાજ કોઇ બીજા અસાધારણ પુરૂષતરફ તેણીનાં વધારે માનથી વર્તવાસારૂ બીજાં પરોણાંઓ બડબડશે નહીં, પણ પૈસાનેખાતર એક પરોણાંતરફ વધારે માનથી વર્ત્તવું, એ કાંઇજ નહીં, પણ હલકાં મેજાંની, અને હલકી બુનિયાદની નિશાનીછે, કે જે ગમેએવાં નર્મ સ્વભાવનાં મોલાકાતે આવનારાંઓ પણ સાંખી ન શકે, એ સ્વભાવિકછે.

. સવારના મોલાકાતે જતીવેળા, યા સવારની મોલાકાત પોતે લેતીવેળા એક બાનુ જોકે ઘણાં ઉંચાં કપડાંથી પોતાનું શરીર સણગારતી નથી, તોયે સાદાં પણ સોજાં, અને દિલબસ્તાં કપડાં તેણીએ પેહેરવાં ઘટેછે. મોલાકાતે જતીવેળા જો તેણી પગે ચાલીને જવાનેબદલે ગાડીમાં જતી હોય, તો તેણી વધારે સારાં કપડાં પેહેરે, તો તેમાં કાંઈ અડચણજેવું નથી. તેમજ એક ગ્રહસ્થે પણ હંમેશાં સોજા ફરવું ઘટેછે. હાલના

**વખતમાં હાલહવાલ પોશાકવાળો પુરૂષ ગ્રહસ્થમાં ખપી શકતો નથી. (જુઓ "પોશાક.")**

**જોકે પેહેલી નજરે જોતાં ઉપલી સૂચનાઓ નજીવી લાગેછે, પણ ખરેખર જોતાં તેઓ ઓછી અગત્યની નથી. પ્રથમ નજીવી બાબદોઉપર અખાડા કર્યાથી તેઓ બદીનું મોટું રૂપ પકડેછે, એ હંમેશાં યાદ રાખવું. એવી નજીવી બાબદોઉપર ધ્યાન આપવાની ટેવ રાખ્યાથી, તે ખુદરતીરીતે માણસના સ્વભાવસાથે જોડાઈ જાયછે, અને એવી વિવેકી ચાલ ચલાવનાર શું બાનુ કે શું ગ્રહસ્થ હંમેશાં મંડળીમાં માન ધરાવેછે, તેમજ સંસારી બાબદમાં સુખી થાયછે.**

બીજી કેટલીક અગત્યની સૂચનાઓ, કે જેઉપર દરેક જાતની મિજલસવેળા ધ્યાન આપવાની જરૂરછે, તેવિષે બે બોલ અત્રે જણાવી આ પ્રકરણ પુરૂં કર્યે છેયે.

મોલાકાતનીવેળા ભોંયઉપર પગો ઠોકયા કરવા, કે ખુરશી યા "ટેબલ"ઉપર આંગળાંઓવડે ટકોરા માર્યા કરવા, એ વિવેકથીઉલટું છે.

નાકમાંથી સર્વેનાં દેખતાં મિજલસમાં લીંટ કાહાડવાથી દુર રેહેવું. ઘણાંકોને એવી જગ્યાએ પોતાનાં આંગળાંઓ-વડએ નાક પકડીને ફુંઉં-ફુંઉં-ફુંઉં કરવાની ધિક્કારવાજોગ ટેવ હોયછે, પણ તે ટેવ બનતાંસુધી કાહાડી નાખવાની અગત્યછે. ડા૦ ઑલીવર ઉવૅનડેલ હોમ્સ નામે લખનાર જણાવેછે, કે "**ગ્રાહસ્થ કોણે કેહેવો, એ બાબદમાં સઘળી તકરારો અને વિરૂધ્ધ મતોને એકબાજુએ મુકતાં બંવે બાજુવાળાઓ આ બાબદમાં તો એકમત**

**થાયછે, કે જે ધણી આંગળાંઓવચ્ચે નાક પકડીને લીંટ કાહુાડેછે, તે કદીપણ ગ્રહુસ્થમાં ખપી શકતા નથી.”**

એક મિજલસમાં કદીપણ બગાસાં કે ઓડકાર ખાવા નહીં, કે છીંકાછીંક કરવી નહીં. અગરજો ખાંસી કે છીંક આવે, તો તેવેળા જરા દમ ઉપર રાખીને બેસ્વાનો યત્ન કરવાથી તે જતાં રેહેશે. હોઠ ઝુલાવી તથા મોંહ ઉઘાડીને મિજલસમાં ફરવાની ટેવ રાખવી ન જોઇએ. વિવેકઉપર લખનાર એક ડાહ્યા ગ્રહસ્થની શિખામણછે, કે **“હુંમેશાં મોંહુવાટે નહીં, પણ નાકવાટે દમ લેવો; મોંહુ બંધ રાખીને સુવાની ટેવ રાખવી; ઉઘાડું મોંહુ રાખવાની ટેવ નબળાઈ બતલાવેછે, અને એવી ટેવ રાખવાથી તંદરોસ્તીને તથા દાંતોને નુકશાની થાયછે.”**



## પ્રકરણ ૬.

# નોતરૂં અથવા ઈજન.

(ચિઠ્ઠી લખવાની રીત.)

(INVITATIONS—LETTER WRITING=

ઇન્વિટેશન્સ—લૅટર રાઇટિંગ.)

જેઓ ખુલ્લા, સારા અક્ષરે લખી શકતા ન હોય, તેઓએ ચિઠ્ઠીપત્રીઓ નહીંજ લખવી ભલીછે. અક્ષર એવા લખવા જોઇએ, કે સામો વાંચનાર તે સેહેલાઇથી ઉકલાવી શકે. હાલનાજેવા વખ્તમાં, કે જ્યારે દરેક જણને પોતાનો વખ્ત કિંમતીછે, તેવા વખ્તમાં એવા ઉખાણાંજેવાં, સાંકેતિક અક્ષરોવાળાં લખાણો લખી સામા ધણીનો વખ્ત તેનીપાસેથી છિનવી લેવાનો કોઇને કશો હક નથી.

ચિઠ્ઠીપત્રી લખતીવેળા જોઇતે ઠેકાણે બરાબર વિરામચિન્હો મુકવાં જોઇએછે, કેમકે તેમ ન કરવાથી કેટલીકવેળા લખાણની મતલબ ફેરવાઇને તેનો બીજો અર્થ ઉઠેછે. માટે ગમેએવી ઓછી અગત્યનો એક પત્ર હોય, તોયે તેમાં બરાબર ઠેકાણે વિરામચિન્હો લખવામાં બેદરકારી કરવી જોઇતી નથી. એવી

બેદરકારી તે લખનાર ધણીની બેદરકાર ચાલ બતલાવી આપેછે. આ બેદરકારી ઘણી નજીવીછે, માટે તે સેહેલાઇથી દુર કરી શકાયછે, વાસ્તે થોડાક વખ્ત ચોંપ રાખી તે દુર કરવાની ફરજ છે. વળી તેમ કરવામાટે કાંઈ વખ્તનો, પૈસાનો, કે શરીરનો ભોગ આપવો પડતો નથી. એક બાનુએ યા ગ્રહસ્થે કામકાજમાં વપરાતા, અથવા નિશાળે ભણતાં વિદ્યાર્થીઓ લખેછે તેવા અક્ષરો લખવા નહીં, પણ ખુલ્લા, પાકા, મરોડદાર, અને લગાર મોટા અક્ષરો લખવા જોઇએછે, તથા ચિઠ્ઠીપત્રીના કોઈપણ અક્ષરઉપર સણગાર, અથવા બીજી કોઇ જાતની તરાંહ પાડવી જોઇતી નથી.

જોડણીમાં ભુલો કરવી, એ વગરકેળવાયલાંઓનું કામછે, અને તેઉપરથી એમ જણાયછે, કે જાણે નિશાળેથી ઉઠયાપછી તેઓએ વાંચવાલખવાનું બિલકુલ મુકી દીધું હોય.

પોતાની સહી સાદી, અને કશા પણ ભપકાવગરની કરવી જોઇએછે. સાધારણ માણસ, કે જે દુનિયામાં કશીપણ વિખ્યાતિ ધરાવતું ન હોય, તેછતાં જાણે "રોમ"નો વડો "પોપ," અથવા કોઇ રાજ્યનો વડો પ્રધાન હોય, કે તેવુંજ કોઇ મોટું માણસ હોય, તેમ ભપકાભરી સહી પોતાના પત્રનીહેઠલ કરવાની જો પેરવી કરે, તો તેનાંજેવું બેવકુફાઇભર્યું તથા હસવાજોગ બીજું કશું નથી.

અગરજો કોઈ શબ્દની વધારે અગત્યતા જણાવવી હોય, તોજ તેનીનિચ્ચે લીંટી દોરવી. ઘણાંકોને વારંવાર વગરજરૂરે પણ એમ લીંટીઓ દોરવાની ટેવ પડી ગઇ હોયછે, પણ તેમ કરવાથી લખાણનો વજન સામાંની આંખોમાં ઉલટો ઓછો લાગેછે.

સાધારણ ચિઠ્ઠીપત્રીના વેહેવારનેમાટે સારી જાતનાં સુફેદ

"નોટ-પેપરો" વાપરવાં જોઇએછે, લીંટી દોરેલાં કે હલકાં કાગળો વાપરવાં નહીં, અને જો બની શકે, તો તમારૂં ઠેકાણું ઘણા સાદા અક્ષરે કાગળનાં મથાળાંઉપર છપાવવું; કેમકે તેમ કરવાથી સામા ધણીને તમારૂં ઠેકાણું જાણવાને સગવડભર્યું થઇ પડેછે, તથા તમારા પત્રનો ઉત્તર બરાબર ઠેકાણાંસર તમોને મળી શકેછે. કામકાજના પત્રઉપર તમારૂં ઠેકાણું તથા તારીખ લખવાને કદીપણ ચુકવું નહીં. કામકાજનાં મથાળાં છાપેલાં કાગળો ખાનગી વેહેવારમાં વાપરવાં ન જોઇએ.

અગરજો તમોને "મૉનોગ્રામ" અથવા "ક્રૅસ્ટ"* વાપરવાનો શોખ હોય, તો તે બનેએટલો સાદો, અને માત્ર એકજ રંગમાં છાપેલો હોવો જોઇએછે. સોનેરી કે ઘણાં રંગમાં છાપેલો "મૉનોગ્રામ" કે "ક્રૅસ્ટ" સામાં ધણીનો ઇતરાટ દેખાડેછે, તેટલામાટે તેમ કરવું વિવેકી ગણાતું નથી. મોટા ધણીઓ કે બડખાંઓ પોતાનો, અથવા પોતાનાં કુટુંબમાં આગમજથી વપરાતો "કોટ-આવ-આર્મસ"† વાપરેછે.

---

* Monogram. એક ધણીનાં નામનાં મૂળ અક્ષરોને વણીને તેનો બનાવેલો એક આકાર. Crost. શબ્દોવગરે માત્ર પિચ્છ, કલગી, ઇત્યાદિ પોતાની નિશાનીવાળી મોહોર. લખવાનાં કાગળો, તથા પરબીડિયાંઉપર શોખનેખાતર એવી મોહોરો, તથા "મૉનોગ્રામો" રંગબેરંગી શાહીથી છપાવવામાં આવેછે. કેટલાક શોખીનો એવા "મૉનોગ્રામ," "ક્રૅસ્ટ," વગેરે પોતાની ગાડીનાં બારણાંઉપર, કાચકામઉપર, ઇત્યાદિ ઠેકાણે પણ પડાવેછે.

† Coat-of-arms. જેવીરીતે અને જે કારણસારૂ "મૉનોગ્રામ," "ક્રેસ્ટ," ઇત્યાદિ વાપરવામાં આવેછે, તેવીજરીતે અને તેજ કારણસારૂ "કોટ-આવ-આર્મસ" પણ વપરાયછે. વેલાયતનાં સઘળા ઊંચે વાંધેન અમીરઉમરાવોના પોતાનાં કુટુંબનેલગતા "કોટ-આવ-આર્મસ" હોયછે, અને તેની બીજાંઓ નકલ ન કરે, માટે અમુક રકમ આપી તે નોંધાવવામાં આવેછે.

કામકાજનાં પત્રોશિવાય બીજાં કોઇપણ પત્રઉપર લાખ-વડે મોહોર કરવામાં આવતી નથી, તેમ વળી હાલની રીત-પ્રમાણે ચકતી, અથવા જેને "વેફર"‡ કરી કેહેછે, તે પણ વાપરવામાં આવતાં નથી.

શોગ બતલાવવાસારૂ કાળી કિનારીનાં કાગજો તથા પરબીડિયાં વાપરવામાં આવેછે, અને તે વાપરનારસાથે મરના-રના થોડા કે ઘણાં સંબંધપ્રમાણે તેની કિનારી ઓછી કે વધતી પોહોળાઇની હોયછે. એવાં કાગજો તથા પરબીડિયાં જેટલો વખ્ત શોગ રાખવામાં આવેછે, તેટલો વખ્ત વાપરવામાં આવેછે. આગળ કોઇ અતજ્ઞગના મરનારના શોગનેમાટે ભારે મોટી પોહોળાઇની કાળી કિનારીનાં કાગજો વાપરવામાં આવતાં હતાં, પણ તે રસમ હાલ નિકળી ગઇછે, અને સાધારણ પોહોળાઇનાંજ હવે વધારે પસંદ કરવામાં આવેછે. ખરે ખરો શોગ કે મરનારનેમાટેની ખરાં દિલની લાગણી કાંઇ એવા ખોટા દેખાવો કરવાથી ખરી જણાતી નથી. ખરેખરૂં દુઃખ હંમેશાં ભિતરનું હોયછે, અને નહીં કે બહારનું.

અગરજો સાંઝની, અથવા એવીજ કોઇ બીજી મિજ-લસનેમાટે તેડું કરવામાં આવેછે, તો તેનેમાટે છાપેલા "કાર્ડો," અથવા "નોટ-પેપર" વાપરવામાં આવેછે, અને એવા "કાર્ડ" અથવા "નોટ-પેપર"ને મથાળે તે નોતરેલા ધણીનું નામ લખવામાં આવેછે. માત્ર જો ઘણાં ઓળખાણવાળાં-ઓની અથવા મિત્રોનીજ મિજલસ હોયછે, તો તેવાં તેડાંને-માટે નોતરૂં કરનાર યજમાના ખુદ પોતાના મોલાકાતે જવાના "કાર્ડ"ઉપર પોતાને હાથે લખીને તે "કાર્ડો" મોકલી

‡ Wafer.

આપેછે. એવી જાતનાં નોતરાંને પાછો ઉત્તર લખવાની અગત્ય નથી. એવાં નોતરાંમાં તમારે ગમેતો જાઓ યા ન જાઓ, તો ચાલે; પણ જો તમો ન જાઓ, તો બીજેજ દિવસે હજિનનેમાટે તમારે યજમાનાને ઘેર તમારો "કાર્ડ" મુકી આવવો જોઇએછે.

અગરજો નાચનું તેડું કરવામાં આવેછે, તો તે પણ ઉપલાનીજપેઠે હોયછે, ફક્ત માત્ર એટલોજ કે તે તેડાંના "કાર્ડ" અથવા "નોટ-પેપર"નાં ખુણાંમાં **"નાચછે,"** અથવા **"રાત્રે ૧૧ વાગતે નાચછે"** એટલું વધુ જણાવ્યામાં આવેછે. અગરજો ગાયનની મિજલસ હોયછે, તો ગાયન કેટલે વાગ્તે શુરૂ થનારછે, તે જણાવ્યામાં આવેછે.

એવાં આદરસ્તકારી નોતરાં ત્રણ અઠવાડિયાં, અથવા એક મહિનોઆગમજથી મોકલવામાં આવેછે. અગરજો તેટલો વખ્ત હાથમાં ન રેહે, તોયે દશ દિવસઆગમજથી તો તે મોકલવાંજ જોઇએછે.

તેડાંનેમાટે નાહાના કદના "નોટ-પેપર," તથા તેને મળતાંજ અને [illegible]સ્તાં પરબીડિયાં વાપરવામાં આવેછે, અને તેઓઉપર નોતરનાર ધણીને ગમેતો પોતાનો "ક્રેસ્ટ" અથવા "મૉનોગ્રામ" છપાવેછે.

ખાનાંની મિજલસનાં હજિનો ધણી અને ધણીઆણી બંવેને નામે લખવામાં તથા મોકલવામાં આવેછે. (જુઓ "ખાનાંની મિજલસ.") અગરજો ગામમાં ઘણેક ઠેકાણે મિજલસો કે મેળાવડાઓ થવાના હોયછે, ત્યારેતો ખાનાંની મિજલસનાં નોતરાં તે દિવસની ત્રણ અઠવાડિયાંઆગમજથી મોકલવામાં આવેછે, નહીંતો સાધારણ વખ્તે, એટલે દશ

દહાડાઆગમજથી જો મોકલવામાં આવે, તો બસ ગણાયછે. તેડાં હાથે લખેલાં અથવા છાપેલાં ગમેએમ મોકલી શકાયછે.

મિત્રોને તેડતીવેળા ચિઠ્ઠીમાં "તમારા પધારવાથી અમોને **માન મળશે**" કરી લખવામાં આવેછે, પણ જો ધણી ઓળખાણ ન હોય, તો "તમારા પધારવાથી અમોને **ખુશહાલી ઉપજશે**" કરી લખવામાં આવેછે. બપોર-પછીના મિજલસોમાં ગમતનેસારૂ "ક્રોકે"§ ખેલવાનો, અથવા ગાયન કરવાનો ચાલ હમણાં વધ્યોછે. અગરજો તેમ હોય, તો મોલાકાતે જતીવેળા વાપરવાના "કાર્ડ"નાં ખુણાંઉપરજ લખીને તે મોકલવામાં આવેછે.

કેવા અક્ષરે ચિઠ્ઠીપત્રીઓ લખવી, તે જણાવ્યાપછી હવે સાધારણ દરેક કામકાજનેમાટે કેવીરીતે કાગજપત્રો લખવાં તેવિષે અત્રે સ્હેજ જણાવવાની અગત્યછે.

કાગજ લખવાપછી કોઇપણ અક્ષર કે શબ્દ છરીવડે, યા હરકોઈ બીજીરીતે ઘસી કાહાડવો નહીં. એમ કરવું ઘણુંજ ખોટું છે.

અગરજો ચિઠ્ઠી ટપાલમારફતે મોકલવાની હોય, તો ટપાલની "ટિકેટ" પરબીડિયાંનાં ઉપલાં જમણી બાજુનાં ખુણાંઉપર ચોટાડવી. તે વાંકી યા ઉંધી ચોટાડવી નહીં. એવીરીતે "ટિકેટ" ચોટાડવાથી તમો સામા ધણીતરફ અવિ-વેક કરતા હોવ, એમ ગણાયછે, કેમકે તેનાં કાગજઉપર ગમે-એમ "ટિકેટ" ચોટાડશું, તો તેને ચાલી જશે, એમ તમો

---

§ Croquot. એક જાતની રમતછે, જે લાકડાંના દડા તથા લાંબા હાથાવાળી હથોડીવડે ખુલ્લાં મેદાનમાં રમવામાં આવેછે.

ધારતા હોવ, એવું તેઉપરથી જણાયછે. વળી એનીજરીતે કાગજઉપર કાંઈ ચિકણી વસ્તુના, કે શાઈના, કે હરકોઈ બીજા ડાઘા હોવા ન જોઈએ. કામકાજનાં પત્રોમાં હંમેશાં ઉત્તરને-માટે અફેકી "ટીકેટ" બિડવાથી ઘણું વિવેકી લાગેછે.

ખાનગી કે કામકાજના દરેક પત્રો કાળી, ઘેરી ઝાંખુરી, યા ઘેરી "બ્લુ" શાઈથી લખવાં જોઈએછે. ખુલ્લી "બ્લુ" કે રાતી શાઈથી કે સિસાપેનથી કદીપણ ચિઠ્ઠીપત્રીઓ લખવી નહીં.

કામકાજનું ટુંક લખાણ "પોસ્ટલ-કાર્ડ"ઉપર કર્યામાં આવેતો ચાલે, પણ ખાનગી ચિઠ્ઠીપત્રી એવા "કાર્ડો"ઉપર લખી શકાતી નથી, અને જો સામો ધણી તમારાં એવાં લખાણનો ઉત્તર ન વાળે, તો તેમાં તેનો કશો વાંક કાહાડી શકાતો નથી.

પરબીડિયાં બિડતીવેળા થુકે કરીને તે કદીપણ વળગાવવાં નહીં. જોકે આ રીત ઘણી સાધારણ થઈ ગઈછે, તોયે તે કોઈપણ રીતે પસંદ કરવાજોગ ગણાતી નથી.

જેનીઉપર તમો ચિઠ્ઠી લખતા હોવ, તેનું સરનામું બરાબર લખવાની સંભાળ લેવી જોઈએછે. ઘણાંક અસાવધ અને ગાફેલ લખનારાંઓ કાગજ એકને લખવા બેસેછે, તેમાં બીજાંનેલગતું પણ કાંઈ લખી દેછે, અને પછી તે કાગજ બિડીને ત્રીજાને સરનામે મોકલી આપેછે, માટે લખતીવેળા સાવચેત રેહેવાની અગત્યછે.

સઘળાં નામો, પદવીઓ, ખિતાબો, ઈત્યાદિ આખાંજ લખવાં. તેઓને સંક્ષેપમાં લખવાથી તે લખનાર અવિવેકીમાં ખપેછે; જેમકે જો "કૅપટન," "ઍસ્કુવાયર," "કમિશનર," ,,મૅડમ," "મૉ-સીયુર," ઈત્યાદિ લખવું હોય, તો

"Capt.," "Esq.," "Commisr.," "Mad.," "Mon.," અથવા "M.," આપ્રમાણે ન લખવું, પણ "Captain," "Esquire," "Commissioner," "Madame," "Monsieur" કરી આખું લખવું. ધંધાદારીઓને "મિ૦," અથવા જો પેઢી હોયતો "મેસર્સ"* કરી લખવું જોઇએછે.

એક કુંવારી બાનુ એક ગ્રહસ્થને "મારા પ્યારા સાહેબ" કરી લખી શકતી નથી, પણ માત્ર "પ્યારા સાહેબ" કરીજ લખેછે; પણ જો તેણી, અથવા સામો ગ્રહસ્થ ઘણાં ઉંમરે પુગેલાં હોયછે, તો તેમ લખવામાં કશી અડચણ નથી. ઇંગ્રેજી રીતપ્રમાણે એક બાનુનું સરનામું કરતાં તેણીને પોતાને નામે નહીં, પણ તેણીનાં વરને નામે લખવામાં આવેછે, જેમકે "મિસિસ **લુસી** સ્મિઠ" નહીં, પણ "મિસિસ **ચાલર્સ** સ્મિઠ" કરી લખવું જોઇએછે. એક કુંવારી બાનુ એક પરણેલા ગ્રહસ્થસાથે કાગજપત્રનો વેહેવાર કામકાજશિવાય બીજાં કોઈ કારણસર રાખી શકતી નથી.

કોઇપણ પત્રમાં, પછી તે પત્ર કામકાજનો હોય, કે મિત્રાઇનો હોય, તોયે તેમાં તમારૂં નામ અને ઠામ લખવાને ભુલશો માં.

તમારાંકરતાં ઉંચી પદવીનાંને અથવા હલકી પદવીનાંને કાગજ લખતીવેળા બનેએમ ટુંકમાંજ તે લખવો જોઇએછે;

* Messieurs, આ શબ્દ તેમજ "મૅડેમ," "મૉન્સીયુર," ઇત્યાદિ શબ્દો "ફ્રેન્ચ" ભાષાનાછે, "મૅસસ" શબ્દ "મૉન્સીયુર"નું બહુવચનછે, અને તેનો અર્થ "મારા સાહેબો" કરી થાયછે. "મૅડેમ"-નો અર્થ "મારાં બાઈ" કરી થાયછે.

કેમકે પેહેલાંમાં સામો ધણી તમારાકરતાં ઉંચી પદવીનો હોવાથી તેને વધુ વખ્ત લેવામાં તમો તેનીતરફ બેઅદબી કરોછો, તેમ બીજામાં લંબાણ કરવાથી તમો તમારાકરતાં હલકી પદવીનાંસાથે ઘણી છુટ લઇ તમારો ભારબોજ ખોવોછો. ઘણીજ મિત્રાઇવાળાંઓને લંબાણ પત્રો લખવામાં કશી અડચણજેવું નથી. અગરજો કામનેસર કોઈ ઘણાં કામનાં માણસને લખવું પડે, પછી તે ધણી બાનુ હોય કે ગ્રહસ્થ, તો બનતાંસુધી તે લાયકીથી, અને સ્હેજમાં સામાં ધણીને સમજ પડી જાય, એવીરીતે લખવું જોઇએછે. આપણને આપણા વિચારો ટુંકાંમાં જણાવવાની મરજી ન હોય, અથવા તેમ કરવામાટે લગાર વધુ તસ્દી પડતી હોય, તો તેટલામાટે સામાં ધણીનો વખ્ત રોકવો, અને તેને વધુ તસ્દી આપવી, એ ખોટુંછે.

મિત્રોને કે ઓળખાણવાળાંઓને કાગજપત્રો લખતાં યાદ રાખવું, કે જો કાંઇ નઠારા સમાચાર લખવા હોય, તો તે એકદમ લખવા નહીં, પણ એવીરીતે લખવું, કે વાંચનારને તેનો ઝટકો ધીમેધીમે અને થોડો લાગે. લાયક શબ્દોની તમારી પસંદગીથી તમો વાંચનારને લાગતું દુઃખ ઘણીકરીતે ઓછું કરી શકશો. આપણને પોતાને થયલું કાંઈ નુકશાન યા માઠો બનાવ બનતાંસુધી ટુંકાંમાંજ જણાવવો, અને પત્રમાં તેવિષે વારંવાર ઈસારો કર્યા કરવો નહીં. એમ કરવું એ કાંઈજ નહીં પણ વગરવિચારનું હુંપણું ગણાયછે. અલબતાં, એવી વખ્તે તમારા મિત્રોની તમારીતરફની દાઝ અને લાગણી મેળવવાનો તમારો હકછે ખરો, પણ તેથી કાંઇ

તમારાં પિંજણભર્યાં પત્રો વંચાવી તેઓને કંટાળો આપવાનો પણ તમોને કશો હક નથી.

કોઈપણ માઠા સમાચારવગરનો પત્ર ખુશ સ્વભાવથી લખેલો હોવો જોઈએ, પણ જો કોઈ માઠા સમાચાર લખવા પડે, તો જેવી પરમેશ્વરની ઈચ્છા, એવા વિચારથી ભાગ્યને આધીન થઈને લખતા હોવ, એવી ઢબથી લખવા.

નઠારી ઢબે, નઠારા સ્વભાવથી, અને નઠારા શબ્દોથી લખેલો એક પત્ર ઘણો અવિવેકીછે. ગોસ્સાની અથવા કિનાની ધુંદમાં આવીને લખેલા પત્રકરતાં વધુ અયોગ્ય બીજુ કાંઈ નથી. અગરજો તમોને તમારો ગોસ્સો બહાર પાડવો હોય, તો બેશાસક તમારો પત્ર લખજો, પણ બીજો દિવસ થાય નહીં, ત્યાંસુધી તે મોકલતા ના; પણ જો તેમ એક દહાડો રાખી મુકવાની તમારામાં ધીરજ ન હોય, ત્યારેતો બેહતર કે તે લખવોજ નહીં, પણ તેનેબદલે સામા ધણીની, કે જેણે તમોને અપમાન આપ્યું હોય, યા ખોટું કર્યું હોય, તેની મોલાકાત લેવી, કેમકે એકવાર ગોસ્સામાં આવીને હરકાંઈ બોલાયલું ભુલી જવાયછે, પણ કાગજઉપર લખેલું રહી જાયછે, અને તેવિષે ઘણીવાર પાછળથી ભારે પસ્તાવો કરવો પડેછે.

અગરજો તેવીજરીતે કોઈ તમારેથી ઉતરતી પદવીનું તમોને અપમાન આપે, અથવા નુકશાન કરે, તો તેને ઘણાજ સભ્યતાભરેલા થંડા શબ્દોમાં પત્ર લખવો. તમો ચાહાવો-એટલો તમારો મોભો જાળવીને લખજો, પણ તમારી ફર્યાદ સાદી, અને વગર સહરાગાતભરેલી ભાષામાં જણાવજો, એટલે ત્યાંજ તકરારનો છેડો આવી જશે. અગરજો તેમ કરવાથી

સામા ધણીની આંખો ઉઘડીને તેને પોતાની ભુલનો પસ્તાવો થાય તો ઠીક, નહીંતો પછી કશાંથી તેને પસ્તાવો થનાર નથી, એટલું યાદ રાખવું, અને ત્યારે તમારા ઠપકાથી જોકે તેને તો કશું નુકશાન થશે નહીં, તોયે તમારા પોતાના હકમાં માઠું થશે, અને વળી તમારા મોભાને હલકું લાગશે.

જેમ લખવામાં તેમજ વાતચિતમાં પણ હુંપણું રાખવું ઘણુંજ બેઅદબી અને અપમાનભર્યું છે. હંમેશાં તમારો પત્ર લખતીવેળા ખુશીભર્યા અને થંડા સ્વભાવથી તે લખવો, અને તે ઉપરાંત વળી સામા ધણીતરફ માયાળુ અને સભ્યતા-ભર્યા હોવએવી ઢબે તે લખવો જોઇએછે, કે તેથી જેમ એક અચ્છા લખનારની નવી ચોપડી વાંચવાને કોઇને ઉલટ થાય, યા એક જીવજાન મિત્રને આવતો દેખી કોઈ ખુશી થાય, તેમ તમારો પત્ર આવેલો જોઇ તે વાંચવાઆગમજ સામો ધણી ખુશી થાય, અને તે જલદી ઉએડી પ્યારથી વાંચવા માંડે. નહીંતો પછી જેમ "કાળાં માય ટાહેલાં"ને જોઈ સામાંઓ મોંહ મચમચાવે, કે "વળી આ પીડા કયાંથી આવી?" તેમ તમારો પત્ર આવેલો દેખીને પણ તેઓ એમજ મનમાં દુઃખી થાયછે.



## પ્રકરણ ૭.

# સવારની અને સાંઝની મિજલસો.

(MORNING & EVENING PARTIES=
મૉરનિંગ ઍંડ ઈવિનિંગ પાર્ટિઝ.)

"સવારની મિજલસ," જે ખરૂં કેહેતાં "બપોરની મિજલસ" જેવીછે, તે બપોરનાં બેથી ત્રણ વાગતે શુરૂ થઈ સાંઝનાં ૫ થી ૬ વાગતામાં ખલાસ થાયછે.

સવારની મિજલસ બોલાવવાનો ચાલ "ઇંગ્લાંડ"માં પણ આસરે પા સદી થઇ દાખલ થયેલો જણાયછે. તેઆગમજ સવારના મિજલસ બોલાવવાનો રવૈયો ન હતો. તે ઘણું કરીને "મે," "જુન," અને "જુલાઇ" માસમાં મેળવવામાં આવેછે, અને તેનાં નોતરાં એકથી બે અઠવાડિયાં-આગમજથી કરવામાં આવેછે.

એવી મિજલસનીવેળા વાજીંત્ર વગાડનારાઓને બોલાવ્યામાં આવેછે, પણ જો ત્યાં ભેગાં થયેલાંઓમાંનાં થોડાંક બીજાંઓને ગાઈ વગાડીને ગમત આપવાનું માથે લે, તો તે ચાલી શકે; પણ તેટલામાટે તેઓ ગાવા વગાડવાના હુન્નરમાં

પ્રવીણ હોવાં જોઇએછે. ચા, કાફી, "આઇસક્રીમ," "સ્ટ્રૉબેરી," "કેક," ઇત્યાદિ પરોણાંઓને પુરૂં પાડવામાં આવેછે. કેટલીકવેળા એવી મિજલસમાં વાતચિત અને ગાયનઉપરાંત (જો ઘરનીઆસપાસ બાગ હોયછે તો) "ક્રોકે," "લૉન-ટૅનિસ,"* નિશાનબાજીની રમત,† ઇત્યાદિ ગમતોની ગોઠવણ કરવામાં આવી હોયછે, અને તેટલામાટે સાંઝનાં છ વાગ્તાથી પણ વધુ વખ્તસુધી મિજલસ ભેગી રેહેછે. એવીવેળા સાદું મોંહ સમારવાનું મોટા જથામાં પ્રથમ આપવામાં આવેછે, અને ત્યારપછી વખ્ત જતે થંડી, હલકી ફરાળ તૈયાર કરવામાં આવેછે. આ થંડું ખાનું જો બહાર ખુલ્લી હવામાં તંબુઓ મારી ત્યાં પિરસ્વામાં આવેછે, ત્યારેતો વધારે ગમત પડેછે.

શું બાનુ કે શું ગ્રહસ્થ, જેઓ મંડળીમાં હંમેશાં ભેળાતાં હોયછે, તેઓએ "ક્રોકે," તીરની નિશાનબાજી, "લૉન-ટૅનિસ," ઇત્યાદિ રમતગમતોનું ગ્નાન ધરાવવું જોઇએછે, કે જેથી જરૂરનીવેળા તેઓમાં ભાગ લેવાને તેઓને બની આવે. ઘરધણીઆણીએ પોતાનાં પરોણાંઓની એકબીજાં-સાથે ઓળખાણ કરાવી આપવી, અને તે એવીરીતે કે તે ઓળખાણ એકબીજાંનેલાયકની અને મનગમતી થઇ પડે. એવી મિજલસમાં આવેલાં ઘણી નાહાની વયનાં પરોણાંઓને બેદરકારીથી વિસારી દેવાં જોઇતાં નથી. શું જવાન કે બુઢાં, ઉંચા પોશાકમાં સણગારેલાં કે હલકાંમાં, શું ખુબસુરત કે શું

* Lawn-Tennis. એ એકજાતની રમતછે, જેમાં નેતરના "બાટ"વડે નાહાના દડાને હમેશાં ગતિમાં ને ગતિમાં રાખવામાં આવેછે. આ રમત રમવામાટે બાગ, કે હરકોઇ બીજી ખુલ્લી જગ્યા વધારે લાયકનીછે.

† Archery=="આરચરી."

બદસુરત, એ સુઘળાંતરફ એક વિવેકી ઘરધણી અને ઘર-ધણીઆણી એકસરખી નજરથી જોઈ સર્વેને સરખું માન, અને સરખો આવકાર દેછે.

"સાંઝની મિજલસ"* રાત્રે આસરે નવથી દશ વાગતે શુરૂ થાયછે, અને મધરાતે, અથવા કોઇવેળા તેથી પણ અસુરે ખલાસ થાયછે.

તેનાં નોતરાં ઓછાંમાંઓછાં ત્રણ અઠવાડિયાંઆગમજથી કરવાં જોઇએછે, અને તે કબુલ કરવામાં આવે, કે કોઈ અડચણનેલીધે દિલગીરીસાથે ના પાડવામાં આવે, તોયે તેનો ઉત્તર એક અઠવાડિયાંનીઅંદર વાળવો જોઇએછે. આપ્રમાણે ઉતાવળે તેડાં કરવાથી પરોણાંઓને પોતાનો પોશાક તૈયાર કરવાને, તથા તેનો ઉત્તર ઉતાવળે વાળવાથી યજમાનને મિજ-લસનેલગતી તૈયારીઓ કરી રાખવાને બની શકેછે.

એવી મિજલસમાં હાજર થતા ગ્રહસ્થો અને બાનુઓએ કોઈ મોટે પ્રસંગે પેહેરવો જોઇતો પોશાક† પેહેરીને આવવું જોઇએછે. એવીવેળા હાથમાં મોજાં પેહેરવાવિના મિજલસમાં દાખલ થઈ શકાતું નથી. વળી એવી મિજલસમાં પોતાનાં "પાટ-લુન" કે "બુટો"ઉપર કાદવના ડાઘોસાથે દાખલ થવું, એ ઘણુંજ અવિવેકી ગણાયછે. શું બાનુઓએ કે શું ગ્રહસ્થોએ ઘણો ઉંચો નહીં, તોયે ઘણો સ્વચ્છ પોશાક પેહેરવો જોઇ-એછે. (જુઓ "પોશાક.")

---

* સાંઝની મિજલસને ઈંગ્રેજીમાં "Evening Party"ઉપરાંત "At Home" કરી પણ કેહેછે.

† Full-dress="ફુલ ડ્રેસ."

"હા–આ–ટ–છી–ઇ" કરી ભરમિજલસમાં મોટેથી છીંકવું, કે રૂમાલ કાહાડી સઘળાંનાં દેખતાં "ફું ઉં ઉં–ફું ઉં ઉં" કરી લીંટ કાહાડી નુછી નાખવી, ઇત્યાદિ બેઅદબી કરનાર ગ્રહસ્થમાં કે ગ્રહસ્થબાનુમાં ખપી શકે નહીં. અગરજો છીંકવાની કે લીંટ કાહાડવાની અગત્ય પડે, તો રૂમાલ નાકઆગે ધરી વગરઆવાજે તેમ કરવું, અને તેઉપર બનતાંસુધી કોઇનું ધ્યાન ન દોડે, તેની ઘણી સંભાળ લેવી.

એવી મિજલસમાં શુરૂઆતથી આવીને તે પુરી થાય, ત્યાંસુધી હાજર રેહેવાની તમોને વિવેકની રીતિ કશી ફર્જ પાડતી નથી. તમારે ગમે ત્યારે આવો, અને ગમે ત્યારે ચાલી જાઓ, તેનો કશો કોઇરીતનો અટકાવ નથી. આ ધારાનેલીધે જ્યારે ગામમાં ઘણે ઠેકાણે સાંઝની મિજલસો ભરવામાં આવેછે ત્યારે એક પરોણો એક રાતમાં એકને-બદલે બેત્રણ એવી મિજલસોમાં પોતાની હાજરી આપી શકેછે.

એવી મિજલસમાં દાખલ થતાંજ પરોણાંનું નામ પોકારવામાં આવેછે. દિવાનખાનાંમાં દાખલ થતાંજ જેવું તમારૂં નામ પોકારાય, કે તમારા બીજા મિત્રો કે ઓળખાણવાળાંઓને મળવાઆગમજ તરત ઘરધણીઆણીને ધુંડી કાહાડી તેણીને મળવાની અગત્યછે. એક ઘણી મોટી, અને મોટે વાંધેનાં લોકોની એવી મિજલસમાં ઘણું-કરીને ઘરધણીઆણી દરવાજાનીનજદીકમાંજ ઉભેલી હોયછે. તોયે જો ત્યાં ઉભેલી ન હોય, અને તેણીને મળવા જતાં વચ્ચે તમોને બીજા મિત્રો અને ઓળખાણવાળાંઓ મળે, તો તેઓની મોલાકાત લેવાને કશી અડચણ નથી, તોપણ ત્ય ઝાઝોવાર ન થોબતાં ધીમેધીમે તમારો રસ્તો કરી ઘરધણી-

આણીને મળવાની ઘણી અગત્યછે. અગરજો તમો મિજલસથી અને ઘરધણીઆણીથી અજાણ્યા હોવ, અથવા પારકે મુલકથી નવાજ આવેલા હોવ, તો એવી મિજલસમાં દાખલ થતાંજ ઘરધણીઆણીને શોધી કાહાડી ઘણીજ સાલસાઇથી તમારૂં નામ જણાવી તમારીમેળેજ તેણીનીસાથે ઓળખાણ કરવી; પણ એવીવેળા તમારૂં નામ કેહેતાં તમારો કોઈ ખિતાબ કે ઓહ્દો હોય, તો તે બનતાંસુધી થોડોજ જણાવવો.

આગળ એવી મિજલસમાં દાખલ થતાંજ આખી મિજલસને સલામ કરવાનો ચાલ હતો, પણ તે હવે બિલકુલ નિકળી ગયોછે, અને હમણા પરોણાંઓ માત્ર પોતાના મિત્રો અને ઓળખાણવાળાંઓનેજ ભેટેછે. અગરજો કોઇ પરોણો તદન નવોસવોજ હોય, પછી તે બાનુ હોય કિંવા ગ્રહસ્થ, તોયે તે એકજ છાયાતળે બીજાંઓનીસાથે મળેછે, એજ તેણીને અથવા તેને બીજાંઓસાથે છુટથી વાતચિત કરવાનો હક બખશેછે. તોયે હજી ઘણે ભાગે બાંચરની એવી મિજલસમાં છુટથી એકબીજાંસાથે ભેળાવાની ઘણી છીટછે, જે ડાહ્યાં માણસો ખરેખર દિલગીર થવાજોગ ગણેછે. એકબીજાંસાથે ભેળાવાનેબદલે એકાદે ખુણાંમાં પડેલી "ટેબલ"-આગળ જઇબેસી રેહેવું, અને તેઉપર મુકેલી "આલબમ," અથવા એવીજ કોઈ બીજી ચિત્રપોથી જોવામાં જાણે કેવાએક મશગુલ થઇ ગયા હોવ, તેવો દેખાવ કરવો, અથવા બીજાં તમારાજ જેવા સ્વભાવનાં એકાદ મિત્રસાથે વાતે વળગીને બંધેએ વખ્ત પુરો કરવો, એ ઘણું બેવકુફાઇભરેલુંછે, અને તેટલા-માટે તમો ગમેએવા શર્માળ હોવ, તોયે તે ન માફ થઈ શકેએવુંછે.

એવી સાંઝની મિજલસમાં દાખલ થતીવેળા એક ઇંગ્રેજી

ગ્રહસ્થ પોતાની ટોપી હાથમાં પકડી તે દિવાનખાનાંમાં સાથે લઇ જાયછે. ગ્રહસ્થોથી એવી મિજલસમાં બેસી રહી શકાતું નથી. અગરજો બેસવાની અગત્યજ પડેછે, તો થોડી ભીડ-વાળા એકાદ ભાગમાં જઈ બેસવામાં આવેછે. તેમ વળી એક ગ્રહસ્થ એકજ જગ્યાએ ઘણો વખતસુધી ઉભો પણ રેહેતો નથી. એક ઓરડામાંથી બીજા ઓરડામાં જવાને ગભરાયા કરવું, એ ચોકસ દેખાડેછે, કે તે ધણી મંડળીમાં નવોજ દાખલ થયેલો હોવો જોઇએ.

અગરજો તમો બેઠા હોવ, ત્યાં બીજી ખાલી ખુરશી ન હોય, તોજ તમારી ખુરશીઉપરથી ઉઠીને તે કોઇને બેસવા આપવાનો વિવેક કરવો.

જે બાનુઓ અને ગ્રહસ્થો ગાઇવગાડી જાણતાં હોય, તેઓને જો ઘરધણીઆણી ગાવાની કે વગાડવાની અર્જ કરે, તો તેણીની અર્જ તરત સ્વીકારવી જોઇએછે. તેમ કરવા-આગમજ ઘરધણીઆણીપાસે કાલાવાલા અને બોહોળ કરા-વવી, એ ઘણું અવિવેકીછે. તેણીની ગાવાવગાડવાની અર્જજ એકરીતે સામાંને માનભરીછે. યાદ રાખવું, કે કોઈ પરો-ણાંને ગાવાવગાડવાની અર્જ કરવાનો હક માત્ર ઘરધણી-આણીનોજછે, અને તેટલામાટે કોઇ બીજો પરોણો, પછી તે બાનુ હોય કે ગ્રહસ્થ, જો ગાવાવગાડવાની અર્જ કરવાની બેઅદબી કરે, તો તેણીને અથવા તેને કાંઈ બહાનું કાહાડી નમનતાઇસાથે ના પાડવામાં આવે, તો તેમાં કશું અવિવેકી નથી. તેમ વળી ઘરધણીઆણીએ પણ કોઇની મરજીઉપ-રાંત ગાવાવગાડવાને ઘણી બોહોળ કરવી નહીં.

અગરજો મિજલસમાં કોઈ ગાતું કે વગાડતું હોય, તો

તેવેળા એકદમ ચુપ બેસવું જોઇએછે. યાદ રાખવું, કે તેઓ તે બીજાં પરોણાંઓની ગમતનેમાટે કરેછે, અને તેટલામાટે તેવી વચ્ચે વાત કરવી, એ ઘણું હલકાં ધણીનું કામછે.

અગરજો મિજલસમાં કોઈ ગ્રહસ્થ રમુજી ગાયનો ગાવાનું માથે લે, તો તેને ખુબ ધ્યાન રાખવું, કે તેમાં અનીતિભર્યું કશું હોય નહીં, કેમકે એક સારી મંડળીમાં એવાં ગાયનોનેજ નહીં, પણ તે ગાનારાઓને પણ અંતઃકરણથી ધિક્કારવામાં આવેછે.

જેઓ ગાતાં અથવા વગાડતાં હોય, તેઓએ જાણવું જોઇએછે, કે લંબાણ કરવાકરતાં એકાદ બે નાહાનાં ગાયનો, કે ઘણાં મોટાં ગાયનનો થોડોક ભાગ ગાવાવગાડવાથી મંડળીને જેટલી ખુશી ઉપજશે, તેનાંકરતાં લંબાણ કરવાથી ઉલટો કંટાળો આવવા માંડશે. અગરજો તમારાં સાંભળનારાંઓને તમારૂં ગાવું કે વગાડવું પસંદ પડશે, તો તેઓજ તમોને વધારે ગાવાવગાડવાની ખુશીસાથે અર્જ કરશે, અને એરીતે અર્જ કરવામાં આવે, એજ તમોને એકરીતે મોબારકબાદી આપવાજોગ બનાવછે. મંડળી જોઇને તેનેલાયકનું ગાનું કરવું જોઇએછે. જેમ વાતચિત મંડળીનેઅનુસરતી કરવી જોઇએછે, તેમ ગાયન પણ મંડળીનિબરનું કરવું જોઇએછે. ગંભીર માણસોનીહજુર રમુજી ગાયન કરવું, અને ડોસી-આંઓનીહજુર ગંભીર ગાનું ગાવું, એ બંધે એકમેકથીઉ-લટુંછે, માટે કેહેવતછે, કે "જેવો દેશ તેવો વેષ," તેમ જ્યાં જેમ ઠીક લાગે તેમ કરવું; પણઆટલું તો યાદ રાખવું, કે જો તમો સારીરીતે ગાઇવિગાડી શકતાં હોવ, તોજ ગાવા-વગાડવાનો યત્ન કરવો, કે જેથી તમારાં સાંભળનારાંઓ-વચ્ચે તમારી હાંસી થાય નહીં.

સાંઝની મિજલસમાં બનતાંસુધી જાણીતી બાનુઓ અને ગ્રહસ્થોને બોલાવવાથી તે વધારે ફતેહમંદ ઉતરેછે. "જાણીતાં" એટલે માત્ર નામે મોટાં કે પૈસાદાર નહીં, પણ જેઓ પોતાની અક્કલહુશીયારીનેમાટે જાણીતાં હોય, કે મોટા ઓદ્ધા ધરાવતાં હોવ, સખાવતનાં કે એવાંજ બીજાં પરોપકારી કામમાં નામ કાહાડયું હોય, ઇત્યાદિઓ કે જેઓ હંમેશાં મંડળીનાં આગેવાનતરીકે ગણાયછે, તેવાંઓને નોતરવાં જોઇએછે.

પરોણાંઓ જેમજેમ આવતાં જાય, તેમતેમ તેઓને ચા આપવામાં આવેછે, અને સાંઝ પડતાં તેઓવચ્ચે "આઇસક્રીમ" ફેરવવામાં આવેછે. અગરજો ખાનું પણ હોય, તો દરેક ગ્રહસ્થને અક્કેકી બાનુસાથે મેળવીઆપવામાં આવેછે, (જુઓ "ખાનાંની મિજલસ"); પણ જો કોઇ બાનુ રહી ગઇ હોય, તો ખાનાંઉપર જતીવેળા જે ગ્રહસ્થ તેણીનીસાથે છેલ્લો વાતે ઉભો હોય, તેને તેણીનીસાથે ખાનાંની "ટેબલ"-ઉપર જવું જોઇએછે. અલબતાં, તેને યાદ રાખવું, કે જો તેને કોઇ બીજી બાનુસાથે આગમજથી મેળવી આપવામાં આવ્યો હોય, ત્યારેતો તેજ બાનુનીસાથે તેણીની હાજરીમાં રેહેવાને તે બંધાયલોછે. દરેક બાનુને અક્કેકા ગ્રહસ્થસાથે મેળવી આપવાને ઘરધણીઆણીએ સંભાળ લેવી જોઇએછે. (જુઓ "ખાનાંની મિજલસ.")

એવી મિજલસનેમાટે જેમ બનેએમ ઘણી કુસાદે જગ્યા હોય, તો સારૂં. ઓરડામાહિલી સગવડભરી જગ્યાઓમાં આરામ આપેએવી બેઠકો કરી રાખવી, પણ વચ્ચેની જગ્યા જેટલી બનેએટલી ખાલી રાખવી જોઇએછે. હાથે દોરેલાં કે છાપેલાં ચિત્રો, કે ચોપડીચોપાનિયાં તથા વર્ત્તમાનપત્રોમાંથી

કાપી કાહાડેલા ટાચકાઓ, કાપલાઓ, ચિત્રો, ઈત્યાદિ એકઠા કરી એકાદ સુંદર કોરાં પાનાંની ચોપડીમાં વળગાડેલા એવી ચોપડીઓ,* વગેરે નવાઈની અને રમુજની ચોપડીઓ "ટેબલો"ઉપર ગોઠવી રાખવી જોઇએછે.

અગરજો પરોણાંઓમાં કોઈ ઘણો જાણીતો ગ્રહસ્થ કે બાનુ હાજર હોય, તો તેની પુઠેપુઠ ભમ્યા કરવું, અને તે અથવા તેણી જે બોલે તેનો દરેક શબ્દ સાંભળવાની ઈંતેજારી દેખાડવી, એ ઘણું હલકાઈભર્યું છે. અજાણતાં, ઘરધણીઆણી એવા પુરૂષ કે સ્ત્રીનીસાથે દરેક પરોણાંની ઓળખાણ કરાવી શકતી નથી, પણ કદાચ જો ઓળખાણ કરાવે, તો તેનીસાથે માત્ર થોડીજ વાતચિત કરી ખસી જવું જોઇએછે, અને તેને અથવા તેણીને ઘણોવાર પકડી રાખવાં જોઈતાં નથી, કેમકે યાદ રાખવું, કે જેટલો તેની અથવા તેણીનીસાથે વાત કરી માન લેવાનો તમારો હકછે, તેટલોજ દરેક પરોણાનો પણ છે.

અગરજો મંડળી નાહાની અને ઘણાં અતલગનાં મિત્રો તથા ઓળખાણવાળાંઓની હોય, અને તમોને પાનાં, ઈત્યાદિ કોઈ વગરવાંધાની રમત રમવામાં ભાગ લેવામાટે અર્જ કર્યામાં આવે, તો ના પાડતા માં, પણ ખુશીથી તરત તેમાં સામેલ થજો. મંડળીમાં ભેળાવામાટે પાનાંની સાધારણ રમતોનું થોડુંઘણું જ્ઞાન દરેકજણે ધરાવવું સારૂંછે. ધણીધણીઆણીએ એકજ "ટેબલ"ઉપર સાથે રમવા બેસવું નહીં, પણ જો કદાચ રમનારાંઓની એકાદ ટોળી સંપૂર્ણ

* Scrap-Book="સ્ક્રેપ-બુક."

કરવામાટે જરૂરજ પડે, ત્યારેતો સાથે બેસી રમવામાં કશી અડચણ નથી. રમતીવેળા કદીપણ ઉસ્કેરાઈ જવું નહીં, એમ કરવું એક હલકાં આદમીનું કામછે. અગરજો રમતમાં જોડિયાં થઈને રમવાનું હોય, અને તમારો સામો બિલ્કુ રમતાં કાંઈ ભુલ કરે, તો તેઉપર મોટાં દિલથી અખાડા કરી જઈ ખુશ સ્વભાવે તે સાંખી જવું જોઇએછે. અગરજો પાનાંની રમત રમવામાટે ઘણી જવાન બાનુઓ ના પાડે, તો તેથી કાંઈ તેઓ અસભ્યતાવાળી ઠડતી નથી. પાનાં રમતાં તે જલદી સરે એટલામાટે આંગળાંને સર્વેનાં દેખતાં થુક લગાડવી, એ ઘણું અવિવેકી ગણાયછે.

એક ઘણી જવાન બાનુએ સાંઝની મિજલસમાં સાથે કોઈ ગ્રેહસ્થને લીધાવિના જવું જોઈતું નથી, તેણી પોતાસાથે હરકોઈ ગ્રહસ્થને લઈ જઈ શકેછે, પછી તે ગ્રહસ્થને તેડું ન હોય, તોયે તેની ફિકર નહીં.

અગરજો સાંઝની મિજલસ મોટીહોય, તો ઘર જતીવેળા ઘરઘણીઆણીને ખામોખા શોધી કાહાડીને મળી સલામ કરી જવાની કશી અગત્ય નથી. એમ કરવાથી તમો બીજાંઓની પણ આંખ ખોળોછો, કે અવારૂં થયુંછે, માટે મિજલસ બરખાસ્ત થવી જોઈએ. અગરજો મિજલસમાંથી ઘર જવામાટે પસાર થતાં તમોને ઘરઘણીઆણી સામી મળી જાય, તો તેણીની રજા લેવી, તેપણ એવીરીતે કે તેવિષેનો કશો ઈસારો કોઈને જણાય નહીં, અને ત્યારપછી ન જણાય તેમ ત્યાંથી નિકળી જવું.

સાંઝની મિજલસોમાં પરોણાંઓવચ્ચે ઓળખાણ કરાવવાનો રવૈયો આગળ હતો, પણ તે હાલમાં નિકળી ગયોછે.

એવી મિજલસમાં સાથે મળ્યાં એટલે બધાં એકસરખાં ગણાયછે, અને તેટલામાટે ભારઓજમાં કે મગરૂરીમાં રહી ફર્યા કરવું, એ ઘરધણીઆણીને અપમાન કરવાબરાબરછે. હજી-પણ અસલી વિચાર ધરાવનારા કેટલાક યજમાનો પોતાનાં પરોણાંઓની એવી મિજલસમાં એકબીજાંસાથે મોલાકાત કરાવેછે, પણ તેમ કરવાનેલીધે સર્વેથી મોડ આવનારાંઓને એક જાતની લાંબી અને કંટાળાભરેલી ક્રિયામાંથી પસાર થવાની ફર્જ પડેછે, અને જેથી તેઓને ઘણું ભારી પડેછે. તેનાંકરતાં અંદર દાખલ થતાંજ નમીને મિજલસને સલામ કરી સઘળાંમાં મેળાઇ જવું વધારે સુતરૂં અને થોડું કંટાળાભરેલું છે. એકબીજાંની ઓળખાણ કરાવવાઆગમજ તેવિષે બંને બાજુનો વિચાર જાણી લેવો જોઇએછે. (જુઓ "ઓળખાણ કરાવવાવિષે.")

એવીજ સાંઝની મિજલસમાં કેટલીકવેળા નાચવાનું પણ હોયછે. અગરજો તમોને મિજલસવિષે કશી ખબર ન હોય, અને તમો યજમાનને ત્યાં રીતસર માત્ર મળવા ગયાં હોવ, અને ત્યાં જવાપછી તમોને જણાય, કે તેને ત્યાં મિજલસ બોલાવવામાં આવીછે, તો તેથી ગભરાવું નહીં, પણ થંડ સ્વભાવે યજમાન કે યજમાનાની મોલાકાત લઈ જલદીથી ત્યાંથી રજા લેવી. પણ જો તેઓ તમોને મિજલસમાં સામેલ થવાનો આગ્રહ કરે, તો ખુશી સાથે તે કબુલ કરવું, પણ જો તમોને એમ જણાય, કે ત્યાં રેહેવાનો આગ્રહ ખરાં દિલથી નહીં, પણ માત્ર તમોને ખુશી કરવામાટે કર્યામાં આવ્યોછે, ત્યારેતો તમારી દિલગીરી જણાવી રજાજ લેવી વધારે સારૂંછે. વગર-જાણવે તમો ત્યાં જઈ લાગ્યાં તેમાટે તમોએ તરતજ માફી

ચાહાવાની, કે દિલગીરી જણાવવાની કશી અગત્ય નથી, પણ તે બનાવ વિત્યાકેડે થોડા દિવસ રહીને ઘરધણીઆણીને લખી જણાવવું, કે તેઓને ત્યાંની મિજલસવિષે તમે અજાણ્યાં હતાં.

આ પ્રકરણ પુરૂં કરતાં વિવેકના બે ઉમદા વચનો વધુ કેહેવાની રજા લૈયે છૈયે. મિજલસમાં કદીપણ કોઈ પરોણાંની કોઇ ચોકસ ટેવઊપર, કે તેના ગુણદોષઊપર ટીકા કરવી નહીં. કોઇની પછવાડેથી ઠેકડી કરી તેને બીજાંઓની રમુજનો ભોગ કરવો, તેનાંકરતાં કોઇની ખોડ જોઈ, તે ખોડ આપણાં પોતાનામાં હોય, તો તે સુધારવાનો યત્ન કરવો વધારે સારૂંછે.

વળી આખી મિજલસમાં સૌકરતાં ડાહાપણવાળો હું જછું, એવું ડોળ ઘાલવાથી દુર રેહેવું ઘણું વિવેકીછે. વાતચિત કરતાં સામો બોલનાર ખોટોછે, એમ ઝટ દઈ કહી દેવું, એ ઘણાં અવિવેકી અને હલકાં માણસનું કામછે. સામો ધણી ખોટો હોય, તોયે તેની ભુલ ઘણાં નર્મ સ્વભાવે દેખાડવી. યજમાનને ત્યાં જોવા મુકેલાં ચિત્રો, ઈત્યાદિઊપર ટીકા કરવી, એ કાંઇજ નહીં પણ તેના માલિકની મશ્કરી કરવાબરાબરછે, માટે તેમ કરવાથી દુર રેહેવામાં ડાહાપણછે. એવાં અવિચારી ટીકા કરનારાંઓ મોડેવેહેલે અલખામણાં પડી જાયછે, અને પછી તેઓને કોઈ પોતાને ત્યાંની મિજલસમાં બોલાવવાને ચાહાતું નથી. એવાં માણસો વારંવાર ફર્યાદ કરેછે, કે "હમોને કોઈ મિજલસમાં બોલાવતું નથી," ઈત્યાદિ, પણ તેમાં ખરૂં જોતાં તેઓનો પોતાનોજ વાંકછે.

મિજલસ જે અડવાડિયાંમાં મળી હોય, તેજ અઠવાડિયાંમાં પરોણાંઓએ પોતાની યજમાનાની મોલાકાતે જવું જોઇએછે, પણ જો તેમ કરવાને ન બની શકે, તો મિજલસવિષે પોતાની ખુશહાલી જાહેર કરી એક "કાર્ડ" મુકી આવવો ઘટેછે. જે બાનુએ તમારી મજાહનેમાટે ખર્ચ કીધો, મેહેનત લીધી, અને જેણીએ તમોને પોતાને ત્યાં નોતરીને માન આપ્યું, તેણીનાંતરફ એટલો વિવેક બતલાવવાની તમારી ફર્જછે, કે જે અદા કરવાથી મંડળીમાં ભાઇચારો વધેછે.



## પ્રકરણ ૮.

# નાચની મિજલસ.

( BALL-PARTY=બૉલ-પાર્ટિ.)

જોકે દેશીઓમાં નાચના મેળાવડામાં બાનુઓએ તથા ગ્રહસ્થોએ એકમેકસાથે વળગીને નાચવાનો રવૈયો નથી, અને તેટલામાટે આ પ્રકરણની ઝાઝી અગત્ય નથી, તોયે જો કોઇવાર એવી નાચની મિજલસમાં સામેલ થવું પડે, તો નાચવાશિવાય બીજી સઘળી બાબદોમાં કેવીરીતે વર્ત્તવું, તથા ઇંગ્રેજોમાં નાચની મિજલસનેલગતા વિવેકો કેવાછે, તે જાણવું દરેક વિવેકી દેશીને અગત્યનું થઈ પડશે.

નાચની મિજલસ બે પ્રકારની હોયછે; એક "જાહેર" અને બીજી "ખાનગી." જાહેર નાચની મિજલસોમાં આખું લોકમંડળ આવી શકેછે. લશકરી અને દરીઆવર્દીખાતાના અમલદારો પોતપોતામાં એવી જાહેર નાચની મિજલસો મેળવેછે. જાહેર નાચની મિજલસમાં દાખલ થવામાટે "ટિકેટો" ખરીદવી પડેછે. વળી કોઈ જાહેરખાતામાં, અથવા સખાવતનાં કામમાં મદદ કરવાસારૂ પણ ઉઘરાણાંથી એવી જાહેર નાચની મિજલસ મેળવવામાં આવેછે. "લંડન"-

માં એવી મિજલસને લોકમંડળ ઝાઝું પસંદ કરતું નથી, તોયે કેટલાકો તે સખાવતનાં કામમાં મદદનેમાટે કર્યામાં આવેછે, એવા રૂડા વિચારથી તેમાં ભાગ લેછે.

અલબતાં, જાહેર નાચની મિજલસમાં સામેલ થતીવેળા સાથે તેની "ટિકેટ" રાખવી પડેછે. તેમજ લશકરી, કે એવીજ બીજી નાચની મિજલસમાં સામેલ થતીવેળા તે નાચનાં તેડાંનો "કાર્ડ" સાથે લઈ જઈ દરવાજાઉપર ઉભેલા, અથવા નક્કી કીધેલા કોઈ અમલદારને આપવો જોઇએછે. તેમ કરવા-માટે તે તેડાંના "કાર્ડ"ઉપરજ જણાવેલું હોયછે; તોયે કેટ-લીકવાર તેમ જણાવ્યામાં આવતું નથી, અને તે એવીજ મત-લબથી કે સઘળાં પરોણાંઓ તેવિષે અલબતાં સારીપેઠે જાણેછે.

ખાનગી મિજલસનાં તેડાંનો "કાર્ડ" કે ચિઠ્ઠી સાથે લાવવાની અગત્ય નથી, પણ જો "બાલ માસ્કે,"* અથવા "માસ્કેરેડ"માં જવાનું હોયછે, કે જ્યાં તે કોણ ધણીછે, તે ઓળખી શકાય નહીં, ત્યારેતો તેડાંનો "કાર્ડ" દરવાજાઉપર દેખાડવાથીજ પરોણાંથી અંદર જવાઇ શકાયછે, અને તેમ કરવાની ઘણાંક કારણોનેલીધે ફરજજ પડેછે, એવીવેળા "કાર્ડો" દરવાજાઉપર દેખાડવામાટે તેમાંજ અર્જ કર્યામાં આવી હોયછે.

સ્ત્રીપુરૂષોએ એકબીજાંને વળગીને ભરમિજલસમાં નાચ-

---

* Bal Masqué, or Masquerade. આ જાતની નાચની મિજલસમાં સામેલ થનાર દરેક જણ ખોટી બનાવટનું મોહોડું, તથા બીજો છુપો લેબાશ પેહેરી આવેછે. એમ કર્યાથી તે કોણછે, તે ઓળખી શકાતું નથી. કેહેછે, કે એવી જાતની નાચની મિજલસથી ઘણીકવાર ઘણી અનીતિ ફેલાયછે, એટલામાટે સમજુ ઇંગ્રેજો એવી જાતના નાચોને ધિક્કારેછે, તથા તેમાં પોતે સામેલ થતા નથી, અને પોતાના કુટુંબને પણ થવા દેતા નથી.

વાનો રર્વૈયો સારોછે કે માઠો તેવિષે અત્રે કશું ન જણાવતાં માત્ર એટલુંજ કહીએ છૈયે, કે ખુદ સુધરેલા લોકોમાં પણ એવિષે મતફેરછે. નામાંકિત "ફ્રેન્ચ" લખનાર મૌલીયૅર જણાવેછે, કે **"નાચવાનાંકરતાં બીજું કાંઈપણ વધારે અગત્યનું માણસનેમાટે નથી."** જ્યારે બીજો લખનાર ચૅસ્ટરફીલ્ડ કહેછે, કે **"તે (નાચવાનું) કાયમ થઈ ગયેલી એક મૂર્ખાઈ છે, કે જે કબુલ કરવાને ડાહ્યા માણસોને પણ ફરજે પડેછે."** ગમે તેમ હોય, તોયે નાચવાનો રિવાજ હવે એટલોતો જડ થઇ ગયેછે, કે તે "યુરોપ"-નાં સુધરેલાં લોકોનો એક મુખ્ય વિવેક થઇ પડયોછે, કે જેવિના તેઓને ચાલતું નથી, અને દરેક સભ્યતાવાળાં સ્ત્રીપુરૂષને તે વિવેક હાંસેલ કરવાની જરૂર થઇ પડીછે.

નાચનાં તેડાં દશ દિવસથી તે ત્રણ અઠવાડિયાં કે એક મહિનોઆગમજથી કરવામાં આવેછે, અને તેઓનો પાછો ઉત્તર ઉતાવળે વાળવાની અગત્યછે. નાચની મિજલસનાં નોતરાં એક ધરધણીઆણીને નામે કરવામાં આવેછે, અને તેમાં ધરધણીનું નામ કદીપણ દાખલ કરવામાં આવતું નથી; પણ જો યજમાન કુંવારો હોય, કે રંડાયલો હોય, તો પછી નોતરાં તેને પોતાનેજ નામે કરવામાં આવેછે. અગરજો તે રંડાયલો હોય, પણ જો તેની મોટી વયની બેટી હોય, તો બાપ તથા બેટી બંધેને નામે નોતરાં કરવામાં આવેછે.

અગરજો નાચની મિજલસ મેળવનાર બાનુની ઓળખાણ થોડીજ હોય, યા ઓળખાણ બોહોળી હોવાછતાં તે મોટાં લોકોમાં ઝાઝી ન હોય, તો પોતાનાંકરતાં કોઇ વધારે ઉંચી પદવીની સહીનીસાથે મળીને તેણી નોતરાં કરેછે, કે

જેમાં તે સ્રહીનાં ઓળખાણવાળાંઓને નોતરવામાં આવેછે. અગરજો તેમ કરવામાં આવેછે, તો તે તેડાંના "કાર્ડ"ઉપર તે સ્રહીનું નામ, તથા તેણીની **"સલામસાથે"** કરી જણાવ્યામાં આવેછે, કે જેથી નાચ આપનાર બાનુથી અજાણ્યાંઓને તેડાં જાયછે, ત્યારે તેઓ જાણી લેછે, કે તેઓને તેડાં ઉપલી તેઓની સ્રહીતરફથી કરાવ્યામાં આવ્યાંછે. મંડળીમાં નવાંજ દાખલ થયેલાં, અથવા પોતાની ઓળખાણ વધારવાની કાળજી રાખનાર ધણીધણીઆણીને એમ કરવાની વારંવાર જરૂર પડેછે.

અગરજો **ક** નાચની મિજલસ બોલાવતી હોય, અને પોતાની ઓળખાણવાળી **ખ**ને બોલાવી હોય, પણ **ગ**ને **ક**નીસાથે કશી ઓળખાણ ન હોવાથી તેણીને તેડું ન હોય, તોપણ **ગ**ને **ખ**નીસાથે મિત્રાઇ હોય, અને તેણીની ઇચ્છા **ક**ની આપેલી નાચની મિજલસમાં દાખલ થવાની હોય, તો તેણી પોતાને તેડું કરાવવામાટે **ખ**ને અર્જ કરેછે, જેણી તેવિષે **ક**ને લખી જણાવેછે. હવે જો **ક**ને કશી અડચણ ન હોય, તો **ખ**નીઉપર આભાર કરવામાટે તેણી **ગ**ને પણ પોતાને ત્યાંની નાચની મિજલસમાં પધારવાનું નોતરૂં કરેછે, પણ તે નોતરાંનાં "કાર્ડ"ઉપર આગળ જણાવ્યાપ્રમાણે **"ખની સલામસાથે"** કરી લખવામાં આવેછે. પણ જો **ક** અને **ખ**ને કશી ઓળખાણ ન હોય, ત્યારેતો તેમ અર્જ કરી શકાતી નથી. તેમ કરવામાટે થોડીપણ ઓળખાણ તો હોવીજ જોઇએછે. એવીરીતે એક મિત્રનીમારફતે હરકોઇને ત્યાંની મિજલસમાં દાખલ થવાનો રિવાજ ઇંગ્રેજોમાં ઘણો સાધારણછે.

અગરજો એકજ કુટુંબમાંથી એકકરતાં વધારે જણાંને

નોતરૂં કરવાનું હોયછે, તો તે દરેકને નામના જુદાજુદા "કાર્ડો" મોકલવામાં આવેછે, અને તેનો પાછો ઉત્તર બીજેજ દિવસે ઘરધણીઆણીઉપર મોકલવો જોઇએછે.

એક નાચની મિજલસ દિલખુશ થાયએવી કરવામાટે સારા મોટા ઓરડાઓ, સારાં ગાયનનાં વાજીંત્રો, સારા સ્નેહીઓનો મોટાસરઓ મેળાવડો, આ સઘળું ઘણું અવશ્યનું છે. નાચનો એક નાહાનો મેળાવડો ઘણો સુસ્ત લાગેછે, તેટલામાટે નાચનો મોટો મેળાવડો કરવાઆગમજ તે આપનારે પૈસાની મોટી રકમ, ઘણો વખ્ત, અને પુષ્કળ ધીરજ ખર્ચવાસારૂ તૈયાર થઈ રેહેવું જોઇએછે. અગરજો તમો એમ ઇચ્છતા હોવ, કે તમારી નાચની મિજલસથી તમારા મિત્રો ખુશી થાય, તો તેટલામાટે તમારે નાચવાના ઓરડાની ભોંય તેનેલાયકની, તથા ગાયનનાં વાજીંત્રોની સારી ગોઠવણ કરવાને ભુલવું નહીં. અગરજો તમો ચાહાતા હોવ, કે નાચને દિવસે તમોએ આપેલાં ખાનાંથી તેઓ ખુશી થાય, તો ખાનું ઉંચા પ્રકારનું અને પુષ્કળ હોવું જોઇએછે, અને સર્વેથી છેલું તેઓને ખુશી કરવામાટે તેઓનેલાયકના સોબતીઓ, એટલે એક બાનુસાથે એક ગ્રહસ્થને, અને એક ગ્રહસ્થસાથે એક બાનુને મેળવી આપવાં જોઇએછે.

નાચના ઓરડામાં આવવાઆગમજ પરોણાંઓને આવકાર દેવાસારૂ એક બીજો ઓરડો તૈયાર રાખવામાં આવેછે, જે બનતાંસુધી હવાવાળો અને ખુલ્લો હોવો જોઇએ. દાદરોઉપર, ખુણેખાંચરે, રમણામાં, ઇત્યાદિ હરેકકાણે જેમ બનેએમ રોપાનાં, ફૂલોનાં, અને વેલાનાં નાહાનાંમોટાં ઘણાં કુંડાંઓ અને બીજાં વાસણો મુકવાથી ઘણો રમણીય અને

દિલખુશ દેખાવ થાયછે. વાજીંત્રો વગાડનારાઓની બેઠકો શોભિતા પરદાઓથી તથા વેલાઓથી ઢાંકી દેવામાં આવેછે, કે જેથી તેઓ નાચનારાંઓની નજરે ન પડતાં માત્ર તેઓનું વાજીંત્રજ સંભળાયછે.

જે માળાઉપર નાચનો ઓરડો હોયછે, તેજ માળાઉપર બનતાંસુધી લઘુભોજનનો ઓરડો* રાખવામાં આવેછે, કે જેથી બાનુઓને દાદરો ચઢઉતર કરવાની તસ્દી પડતી નથી.

વેલાયતમાં કેટલેક મોટે ઠેકાણે એક ચાલ બાનુઓ ઓઢી આવેલા ઝભાઓ ઉતારી મુકવા, તથા એક ઓરડો ગ્રહસ્થોની ટોપીઓ, ઝભાઓ, ઇત્યાદિ ઉતારી મુકવામાટે એલાહેદો રાખવામાં આવતો હતો, પણ તે રીત હમણાં નિકળી ગઇછે.

જેમ ખાનાંની મિજલસ બોલાવતીવેળા જમવાની "ટેબલ"નાં પ્રમાણમાં પરોણાંઓને નોતરાં કરવામાં આવેછે, તેમ નાચની મિજલસમાં નાચના ઓરડાનાં કદપ્રમાણે પરોણાંઓને તેડાં કરવામાં આવેછે. એક ડાહ્યી ઘરધણીઆણી પોતે ઇચ્છતી હોય, તેકરતાં થોડાંક વધુ નોતરાં કરશે, કેમકે નાચનારાંઓમાંહેલો થોડોક ભાગ નાચવાનેબદલે હયાંથીત્યાં ફરીને તે રાત પુરી કરવાનું વધારે પસંદ કરેછે; તેમ વળી તેણીએ આ પણ ધ્યાનમાં રાખવું જોઇએછે, કે વધારે ગરદી થવાથી નાચનારાં શોખીનોને કોઇરીતે અડચણ ખમવી ન પડે. જેમ ઘણાં થોડાં પરોણાંની એવી મિજલસ નકામીછે, તેવીજરીતે વળી જોઇએ તેકરતાં વધારે ગરદીવાળી મિજલસ પણ નકામીછે.

* Refreshment-Room "રીફ્રેશમેન્ટ-રૂમ."

નાચનેમાટે લગભગ ચોરસ ઓરડો હોય, તો સારૂં; પણ જો તેની પોહોળાઇકરતાં લંબાઈ સ્હેજ વધારે હોય, તો વધારે સારૂં, કેમકે કેટલીક જાતના નાચોમાં તેવો ઓરડો વધારે સગવડ પડતોછે. એક ઘણો લાંબો, પણ ઘણો સાંકડો ઓરડો નાચનેમાટે બિલકુલ નકામો ગણાયછે.

નાચના ઓરડામાં એક સારી પાટિયાંની ભોંય વધારે અગત્યતા ધરાવેછે. એક ખાનગી ઘરમાં નાચના ઓરડામાં ગાલીચો બિછાવીને તેઉપર "હાલંડ" કપડું* સારીપેઠે તાણીને જડી લેવામાં આવેછે.

નાચનારાંઓની સગવડ અને સુખનેમાટે પુરતી રોશ્ની અને હવાનો પુરતો આવજાવ ઘણુંજ અવશ્યનાછે. અગરજો નાચના ઓરડામાં ઘણી ગર્મી પડતી હોયછે, તો ઓરડામાં સગવડવાળી જગ્યાઓઉપર બર્ફનાં મોટાં ઠીમડાં મુકવામાં આવેછે, કે જેથી ઓરડામાં થંડક રેહે. વળી હમણાં એવી વખ્ત બીજી જાતની રોશ્નીઓકરતાં વિજળીક રોશ્નીઓ વધારે પસંદ કરવામાં આવેછે. જેમ સારાં ખાનાંનેમાટે ઉંચી જાતનો દારૂ અગત્યનોછે, તેમ નાચની એક સારી મિજલસનેમાટે ઉંચા પ્રકારનું વાજીંત્ર પણ અગત્યનુંછે, અને તેટલામાટે તેપછવાડે વધુ ખર્ચની બખિલાઈ કોઇપિણ ડાહી ઘરધણીઆણી કરતી નથી. નાચવાને શોખીન બાનુઓને "પિયાનો" વગાડવા બેસાડી દેવી, કે થોડાક શિખાઉ ગ્રહસ્થોને વગાડવા બેસાડવા, એ બીજાં નાચનારાંઓની મોજમાં ખલલ કરવાબરાબરછે, અને

* Holland-Cloth.

તેથી તેઓ નારાજ થાયછે. નાચનેસારૂ હરકોઈ વાજીંત્ર વગાડવું, એ તે હુન્નરના બરાબર શિખેલાં આદમીઓનું, અને ઘણાં લાંબા માહાવેરાવાળાંઓનું કામછે, માટે નાચની ખાનગી મિજલસ મેળવનારાંઓએ તે દિવસે સારાં વાજીંત્રો વગાડનારાઓને બોલાવવા જોઈએછે. એક નાહાનીસરખી મિજલસનેમાટે એકાદ "પિયાનો," અને તેનીસાથે વાંસળી વગાડવાથી મજાહનું વાજીંત્ર બની શકેછે.

બાનુઓનેસારૂ ખાસ રાખેલા ઓરડામાં ઘણીસરખી મોહોડું જોવાની આરસીઓ ગોઠવવી જોઈએછે; તેમ વળી તેણીઓના બાલો અને પોશાકો નાચતાં ચુંથાઈ જાય, તો તે પાછા દરોસ્ત કરવામાં મદદ કરવામાટે સ્ત્રીનોકરોને ત્યાં રાખવી જોઈએછે, તથા તેજ ઓરડામાં તેણીઓની શાળો તથા ઉપર-ઓઢવાના ઝભાઓ ટાંગવામાટે આંકડાઓની હારો ગોઠવવી જોઈએછે. દરેક ઝભા કે શાળનીઉપર અક્કેકી "ટિકેટ" તે ધરાવનાર બાનુનાં નામની મારવામાં આવેછે, અને તેનીજ અક્કેકી બીજી નકલ ખુદ તે બાનુને સ્વાધીન કરવામાં આવેછે. નાચતાં જો પોશાક જરાપણ ફાટેતુટે, તો તે તરત દરોસ્ત કરવાસારૂ સોય અને દોરો પણ ત્યાં રાખવો જોઈ-એછે. લઘુભોજનવાળા ઓરડામાં ઉંચી જાતની કાફી, "લેમોનેડ," "આઈસ્ક્રીમ," "વાઈન" અને "બિસ્કિટ"-નો મોટો જથો રાખવો જોઈએછે. અગરજો તેમ ગોઠવી રાખવાનું ન ફાવે, તો નાચનારાંઓનીવચ્ચે નોકરોમારફતે તે ફેરવવામાં આવેછે.

નાચની મિજલસ બોલાવી હોય, તે દિવસે ખાનું આપવું કે નહીં, તે યજમાનની નાણાંસંબંધી હાલતઉપર આધાર

રાખેછે. અગરજો પૈસાનો કશો સવાલ ન હોય, ત્યારેતો ખાનું આપવું ઠીક લાગેછે, અને તે ઘણુંકરીને એકાદ પેહેલે વર્ગનાં પોહોંચખાનાંમાં વરદી આપી ખાસ બનાવ્યામાં આવેછે. એમ કરવાથી યજમાનની, તેમજ તેના નોકરોની સઘળી મેહેનત અને કડાકુટ ટળી જાયછે, અને વળી યજમાનાની તેવિષેની કાળજી તથા ચિંતા દુર થાયછે. અગરજો એટલું નાણું ખર્ચવાની યજમાનમાં તાકાત ન હોય, તો ઘરમાંજ ખાનું તૈયાર કરાવવું, પણ તે ગમેએવું સાદું હોય, તોયે તે ઉંચા પ્રકારનું અને પુષ્કળ હોવું જોઇએછે. નાચનારાંઓ ઘણુંકરીને "ભુખ્યાં ડાંસ"જેવાં થઈ જાયછે, અને જો પછી ખાવાનું જોઇએએવું અને જોઇએએટલું હોતું નથી, તો તેઓનાં દિલ દુ:ખાયછે.

તોયે હમણાંહમણાં નાચનેજ દિવસે ખાનું પણ આપવાનો ચાલ ઓછો થતો જાયછે, કેમકે તેમ કરવાથી ખુદ ઘરધણીઆણીને ઘણીક સામટી મેહેનતમાં પડવું પડેછે, અને સાથે પરોણાંઓને તેઓની નાચની મિજલસમાં ખલલ થાયછે. તોયે મોંહ સમારવાનું, અને તેપણ ઉંચી જાતનું અને પુષ્કળ રાખવાની તો અગત્યજછે.

આ બાબદમાં "ફ્રેન્ચ" લોકોની રીત વધારે પસંદ કરવાજોગછે. લાંબી "ટેબલો"ઉપર ખાનું ગોઠવવામાં આવેછે, જેની માંહેલી બાજુએ નોકરો ઉભા રેહેછે, કે જેઓ દરેક પરોણાંને જે જોઇએ તે આપ્યા કરેછે. કોઈ ત્યાં બેસતું નથી, કેમકે ત્યાં બેસવાનું કશું હોતું નથી, પણ જો બેસવામાટે બેઠકો ગોઠવેલી હોયછે, તો તે ભીંતની બાજુતરફ બાનુઓનેસારૂ ગોઠવેલી હોયછે, તોયે ગ્રહસ્થો તો ઉભાજ

રેહેછે. ગર્મીની રૂતુમાં બર્ફમાં થંડી કીધેલી તરેહવાર અને ઘણીક ખાવાની વસ્તુઓ રાખવી જોઇએછે. રાંધેલાં પણ થંડાં પક્ષીઓ, શેકારો, ઇત્યાદિ, કાપીને તૈયાર ત્યાં મુકવામાં આવેછે, અને "કેક" તથા બીજી મિઠાઈ તો જરૂર ત્યાં રાખવી પડેછે.

અગરજો સાંઝની કોઈ મિજલસ બોલાવી હોયછે, તો તે ખલાસ થવાપછી પરોણાંઓને ઘર જવામાટે ગાડીઓ મળી શકતી નથી, અને તેસારૂ ઘણી અડચણ ખમવી પડેછે. જો પુરતા નોકરો હાજરીમાં ન હોય, તો "પોલીસ"નાં એકાદ સિપાહીને હાથમાં એક ફાણુસ આપી રસ્તાઉપર ઉભો રાખવાની ગોઠવણ આગમજથી કરવી પડેછે, કે ઘર જતાં પરોણાંઓને બરાબર રસ્તે પાડે. તેમજ વળી નજદીકનાં એકાદ ભાડની ગાડીઓ ઉભી રેહેવાનાં મથકઉપર મિજલસવિષેની ચેતવણી આગમજથી આપી રાખવામાં આવેછે, કે જેથી પુરતી ગાડીઓ જોઇએ ત્યારે મળી આવે. એવી વખ્તે પરોણાંઓએ ગાડીની ગોઠવણ આગમજથીજ કરીને આવવું ખુદ પોતાને તથા યજમાનને બંવેનેમાટે વધારે સગવડભર્યુંછે.

રસ્તાઉપરથી ઘરમાં દાખલ થવાનાં પગથિયાંઓઉપર ગાલીચા પાથરવામાં આવેછે; અને જો હવા સર્દ હોયછે, અથવા વરસાદની રૂતુ હોયછે, તો બાગના દરવાજાથી તે છેક ઘરના દરવાજાસુધી કામચલાઉ છત્ર બાંધી લેવામાં આવેછે.

જે ગ્રહસ્થો નાચવાને નારાજ હોય, તેઓએ નાચની મિજલસનું તેડું કબુલ ન કરવામાંજ વધારે ડાહાપણછે.

અગર નાચતાં ન આવડતું હોય, તોયે નાચવાનો યત્ન કરવો, એ માત્ર પોતાનીજ નહીં, પણ પોતાનાં જોડિયાં નાચ-

નારની પણ હાંસી કરાવવાબરાબરછે. એટલામાટે એવી કઢંગી હાલતમાં પોતાનીસાથે બીજાં નાચનારને મુકવાની કોઇપિણ બાનુ કે ગ્રહસ્થને સત્તા નથી. જેવું વાજીંત્ર વાગતું બંધ થાય, કે તરત નાચતાં અટકી જવું જોઇએછે.

એક ડાહ્મી ઘરધણીઆણી એક ખરાબ નાચનારસાથે એક સારાં નાચનારની જોડી કદીપણ ગોઠવી આપતી નથી, કારણકે એક મિત્રઉપર ઉપકાર કરવાસારૂ બીજા મિત્રને સજા કરવાનો તેણીને કશો હક નથી. બરાબર નાચતાં ન આવડતું હોય, તોપણ નાચવાનો યત્ન કરી પોતાને ખરાબ લગાડવા-કરતાં માત્ર નાચજ જોયા કરવો, વધારે ડાહાપણભર્યું છે.

ધણીધણીઆણીએ મિજલસમાં એકમેકસાથે નાચવાનો રવૈયો નથી.

એક નાચની મિજલસમાં દાખલ થતાંજ પરોણાએ પ્રથમ યજમાનાને શોધી કાહાડી તેણીને સલામઅકરામ કરવાની ફર્જછે, જેમ કીધાપછી પોતાનાં ઓળખીતાંઓ અને મિત્રો-સાથે ગમેતેમ સલામઅકરામ કરવાને કશી અડચણ નથી. તોયે એવીરીતે માત્ર એકજવેળા ઘરધણીઆણીને સલામઅક-રામ કરવી જોઇએછે. તેમ વળી બિલકુલ તેમ કરવાને ભુલી-જવું નહીં, યા તેણીનીપાસે જઇ "કેમજી, કેટલાંનાં ખાડામાં ઉતર્યાં?" ઇત્યાદિ બેઅદબીભર્યા પ્રશ્નો તેણીને કદીપણ પુછવા ન જોઇએ. એમ કરવું ઘણુંજ બેવકુફાઇભર્યું તથા અવિવેકીછે.

અગરજો આગમજથી ઓળખાણ કરાવવામાં આવી ન હોય, તો એક બાનુથી કોઈ પારકા ગ્રહસ્થસાથે કોઇ જાહેર નાચની મિજલસમાં સાથે નાચવાનું કબુલ કરી શકાતું નથી; પણ જો ઓળખાણ ન હોવાછતાં પોતાનીસાથે નાચવાસારૂ

તે ગ્રહસ્થ તે બાનુને અર્જ કરવાની ભુલ કરે, તો તેને ઉડાવવામાટે "હું આગમજથી બીજા ગ્રહસ્થસાથે નાચવાને કબુલ થઈ ચુકીછું," કે "હું થાકી ગઈછું," એવું ખોટું બહાનું કાહાડી તેણીએ તેને ઉડાવવો નહીં, કેમકે તેમ કરવાથી તો એવું સાબિત થાયછે, કે જાણે તેણી ઓળખાણ કરવાસંબંધી વિવેકને ગણકારતી નથી. તેણીનો સાદો અને સેહેલો ઉત્તર માત્ર એજછે કે, જો કોઈનીમારફતે તે ગ્રહસ્થ તેણીની એકવાર ઓળખાણ કરવાની તસ્દી લેશે, તો તેણીને તેની માંગણી કબુલ કરવાને ઘણી ખુશી ઉપજશે. પણ આ વિવેક માત્ર **જાહેર** મિજલસમાંજ ચાલી શકેછે. કોઈનાં ઘરની **ખાનગી** મિજલસમાં તે ચાલી શકતો નથી. તેમજ જાહેર નાચની મિજલસમાં જો કોઈ પારકો ગ્રહસ્થ કાંઈ મોંહ સમારવાનું કોઈ બાનુને આપવા માંગે, તો તે તેણીથી લઈ અથવા ખાઈ શકાતું નથી; એવી કોઈ જરૂરનેમાટે તેણીને તેણીના પિતા, ભાઈ, અથવા કોઈ વૃદ્ધ ઉમ્મરનાં મિત્ર-ઉપર આધાર રાખવો પડેછે. કોઈ ખાનગી મિજલસમાં તેમ ચાલી શકેછે, કારણકે ત્યાં હાજર થયેલાં દરેક પરોણાંની આબરૂનેમાટે યજમાન અને યજમાના જામિનજેવાંછે.

નાચની મિજલસ ખાનગી હોય, તોયે યજમાનાનાં કુટુંબમાંહેલું કોઈ ઓળખાણ કરાવે નહીં, ત્યાંસુધી એક ગ્રહસ્થથી એક બાનુને પોતાનીસાથે નાચવાની અર્જ કરી શકાતી નથી; તેમછતાં પણ જો કોઈ ગ્રહસ્થ મંડળીના વિવેકથી ઉલટો જઈ એક બાનુતરફ તેમ કરવાની બેઅદબી કરે, અથવા ઓળખાણ કરવાની છુટ લે, તો તે જાહેર મિજલસમાં આવેલો એકાદ તરકડો પારકો પુરૂષ હોય, એવીરીતે તેનીતરફ તે બાનુએ

વર્ત્તવું જોઇતું નથી, કેમકે તેમ કરવાથી તેણીના યજમાન અને યજમાના બંવેને જાણે તેણી અપમાન કરતી હોય, એમ ઠરેછે. ખાનગી મિજલસમાં એક મિત્રનાં એકજ છાયાતળે તેઓ સર્વે એકઠાં મળ્યાં, એજ બિના દરેક પરોણાંને એકબીજાં-સાથે મિળાવાનેમાટે બસછે.

એક બાનુ અને એક ગ્રહસ્થવચ્ચે સાથે નાચવામાટે જો ઓળખાણ કરાવી આપવામાં આવી હોય, તો તેથી તેઓએ ભવિષ્યમાં પણ તે ઓળખાણ જાળવી રાખવાની કશી અગત્ય નથી. એવી ઓળખાણ કરાવવામાં આવી હોય, તોયે જો બીજે વખ્તે તેજ ગ્રહસ્થ રસ્તામાં, બાગમાં, કે હરકોઈ બીજી જગ્યાએ જો તેજ બાનુને ફરીથી મળે, તો તેણી જાણે તેને ઓળખતીજ ન હોય, એવીરીતે અખાડા કરવામાં આવેછે. નાચમાં થયેલી ઓળખાણ નાચે ત્યાંસુધીનીજ ગણાયછે, અને એવી પિછાન થવાપછીથી બીજે પ્રસંગે તેનો લાભ લેવો, એ એક અવિવેકી પુરૂષનું કામછે.

નાચી રહ્યાપછી નાચના ઓરડામાં અહીંથી તહીં ચાલ્યા કરવું એ એક ઉંચી મંડળીનાં તરીકાથી ઉલટું છે. નાચી રેહે-વાપછી જોડિયણ બાનુને તરતજ તેણીનીસાથે આવેલી કોઈ વડીલ બાનુને હસ્તક પાછી સોંપી આપવામાં આવેછે.

કોઈ મોટા પ્રસંગનેમાટે ધારાપ્રમાણે પેહેરવો જોઇતો પોશાક પેહેરવાવિના એક નાચની મિજલસમાં દાખલ થવું ઘણુંજ અવિવેકીછે. વળી એવીવેળા સુફેદ રંગના, અથવા હરકોઈ બીજા ખુલ્લા રંગનાં ચામડાનાં મોજાં* હાથે પેહે-

* Kid-gloves = "કિડ-ગ્લવ્ઝ."

રવાં જોઇએછે. હાથમાં મોજાં પેહેરવાવિના બાનુથી કે ગ્રહસ્થથી નાચના ઓરડામાં એક ઘડી પણ દાખલ થઈ શકાતું નથી. જેઓ નાચવાને ઘણાં શોખીન હોયછે, અને પેહેરવાસની બાબદમાં વિવેક જાળવવાને ઘણાં ખંતી હોયછે, તેઓ મોજાંની એક બીજી પણ જોડી પોતાસાથે રાખી મુકેછે, કે જો એક ચુંથાઇ જાય, તો તરત બીજી પેહેરવામાટે કામ આવે.

એક ગ્રહસ્થે કોઇ બાનુના પોશાકને નુકશાની ન થાય, એટલામાટે પોતાથી બનેએટલી સંભાળ લેવાની ફર્જછે, કેમકે બેદરકારીથી એક બાનુનો પોશાક ખરાબ કરવો, અને ત્યારપછી માત્ર માફ માંગી છટકી જવું, એ કાંઇજ નહીં પણ મોટું બેઅદબીપણુંછે. ઘોડેસ્વાર . લશકરના અમલદારોથી એક નાચની મિજલસમાં "સ્પુર"સાથે ઘોડાને મારવાના કાંટા પેહેરીને આવી શકાતું નથી.

અગરજો નાચની મિજલસનું નોતરું કબુલ કર્યું હોય, તો ત્યાં હાજર થવાને, અને તે પણ વળી વખતસર હાજર થવાને કદી ચુકવું જોઇતું નથી. એક યજમાનાતરફ એનાકરતાં વધારે બેઅદબીભર્યું અને અપમાનભર્યું બીજું થોડુંજ હશે.

નાચી રહ્યાપછી એક ગ્રહસ્થે સાથે નાચનારી બાનુને તેણી મોંહ સમારવા ઇચ્છેછે કે નહીં તે પુછવાની, અને જો તેણી હા પાડે, તો લઘુભોજનવાળા ઓરડામાં તેને તેણીનેસાથે લઈ જઇને તેણીની આગતાસ્વાગતા કરવાની ફર્જછે. સર્વેથી છેલ્લાં સાથે નાચનારાંઓની જોડીમાંહેલા ગ્રહસ્થની ફર્જછે, કે ખાનું હોય, તો પોતાની જોડિયણ બાનુને ખાનાંની "ટેબલ"ઉપર લઈ જઈ બેસાડવી; ત્યાં જયાંસુધી તેણી જમી રેહે, ત્યાંસુધી તેણીની ખિદમતમાં

રેહેવું, અને ત્યારપછી તેણીને પાછી નાચના ઓરડામાં લઈ જઈ, જે બીજી વડીલ બાનુનીસાથે તેણી આવી હોય, તેણીની-આગળ પોહોંચાડી આવવી. વળી બાનુની પણ ફર્જછે, કે તેટલો વખ્ત તેણીએ તેજ ગ્રહસ્થનીસાથે રેહેવું.

હજીતો એકવાર સાથે નાચી રહ્યાં ન હોય, તેટલાંજ બીજીવાર પણ તેઓએજ સાથે નાચવામાટે આગમજથીજ નક્કી કરી રાખી શકાતું નથી. પછી તેણીની સંગતીથી એક ગ્રહસ્થને ગમેએટલો આનંદ થતો હોય, તોયે તેને તેણીને નાચવાસારૂ વારંવાર અર્જ કર્યા કરવી જોઈતી નથી. મુખ્યકરીને એકબીજાંસાથે પરણવાને કબુલ થઈ ચુકેલાં જોડાંએ આ બાબદઊપર વિશેષ ધ્યાન આપવાની ફર્જછે. અગરજો એક બાનુ એક ગ્રહસ્થસાથે નાચવાને કબુલ થઈ ચુકી હોય, તોયે નાચ શુરૂ થતાંજ જો તેણી બીજા કોઇ ગ્રહસ્થસાથે નાચવા માંડે, તો તેથી પેહેલા ગ્રહસ્થે એમ ધારવું જોઇએછે, કે તેણીએ એમ ભુલથી કર્યુંછે, અને પોતાને તેથી ગમેએટલું માઠું લાગે, તોયે પોતાનો સ્વભાવ થંડો રાખીને પોતાને થયેલાં અપમાનવિષે અખાડા કરી જવું જોઇએછે. તેનેબદલે ગડબડ કરી મુકી ખાનગી નાચની મિજલસમાં કોઈ જાતનો નડારો દેખાવ કરવો, કે જેથી બીજાં પરોણાંઓનાં દિલ ખાટાં થાય, એ કાંઇજ નહીં પણ પોતાના યજમાન અને યજમાનાને અપમાન કરવાબરાબર, અને ખુદ પોતાની ફજેતી કરવાબરાબરછે. જાહેર નાચની મિજલસમાં પણ એવો દેખાવ કરવો ઘણો ઠપકાલાયકછે. એવી-વેળા કે હરકોઇ બીજે પ્રસંગે મિઠા સ્વભાવનું ડોળ ઘાલવું ઘણુંજ વિવેકીછે.

અગરજો કોઈ ગ્રહસ્થ વધુ વખ્ત નાચમાં હાજર રેહી શકતો ન હોય, તો તેણે નાચવાળા ઓરડામાંથી બનેએમ વગરગડબડ કરવે નિસરી જવું જોઇએછે, કે જેથી તેનું જવું કોઇ જાણે નહીં, અને મંડળી તુટી ન જાય. અગરજો એમ નિસરી જતાં કેથે યજમાના મળી જાય, તો તેણીની રજા એવી ઢબે લેવી, કે તેવિષે બીજાં પરોણાંઓ કશું જાણે નહીં; પણ એમ રજા માંગવામાટે યજમાનાને ધુંડી કાહાડવાની કશી અગત્ય નથી.

તેડાંમાં જણાવેલાં વખ્તનીપછી અર્ધા કલાકમાં પરોણાં-ઓએ હાજર થવું જોઇએછે. ઘણુંકરીને રાત્રે સાડાનવથી દશ વાગતાસુધીમાં નાચ શુરૂ થાયછે.

જાહેર નાચની મિજલસમાં રાત્રે હડી વાગતાસુધીજ રેહેવાઈ શકાયછે, કેમકે ઉંચે વાંધેનાં લોકો તે વખ્તપછીથી **જાહેર** નાચની મિજલસમાં થોબવાને પસંદ કરતાં નથી.

જેઓને ગાયનનો શોખ અને માહાવેરો નથી હોતો, તેઓ સારીરીતે નાચી શકતાં નથી. નાચવાઅગાઉ અને નાચી રહ્યાપછી એક ગ્રહસ્થ પોતાની જોડિયણ બાનુને વાંકો વળીને નમેછે. અગરજો એક ગ્રહસ્થ પોતાનો સ્વભાવ જાળ-વીને સઘળાસાથે મળતાવડો થઇ ન શકે, તો તેણે નાચમાં જવુંજ નહીં. કોઇ વખ્ત ઘણી ખુબસુરત બાનુસાથે તે નાચે, તો તેમ વળી કોઈ વખ્ત ઘણા સાદા દેખાવની બાનુસાથે પણ તેને નાચવું પડેછે, માટે તેનો કશો વિચાર તેને મનમાં લાવવો ન જોઇએ, તથા તેવિષે પોતાની નાપસંદગી કોઇરીતે ન દેખાડવાની કોશીશ કરવી જોઇએછે. અગરજો એક જવાન ખુબસુરત બાનુનેબદલે તેણીનીસાથે આવેલી કોઇ વડીલ

બાનુને ખાનાંની "ટેબલ"ઉપર લઈજઈ બરદાસ્ત કરવી પડે, તો તે ખુશ સ્વભાવથી કરવી, અને જો તેમ કરતાં ઘણો કંટાળો સ્ફુરતો હોય, તોયે જાણે તેથી તેને ઘણી ખુશી પેદા થતી હોય, એવો દેખાવ કરવો જોઇએછે. નાચમાં ભાગ લેવાનેબદલે બારણાંઉપર કે એકાદ ખુણાંમાં ભટકયા કરવું જોઈતું નથી; તેણે દમ બાંધીને ખાવાપીવા, કે વાતજ કરવા મંડી જવું જોઈતું નથી; જો કાંઈ નજીવી હરકત નડે, કે લગાર ભુલથી અપમાન થાય, તો તે સાંખી જઈ હસતું મોહોડું રાખવું; ટુંકાંમાં, પોતે પોતાને ભુલી જઈ બીજાં-ઓની ગમત અને સગવડ વધે એવીરીતે વર્તવું જોઇએછે.

ઇશ્કી બાનુઓ નાચની મિજલસમાં જતીવેળા હાથમાં ફૂલનો એક મોટો તોરો લઈ જાયછે, જેમાંહેલાં ફૂલોનો રંગ તેણીના પોશાકનાં ચોકસ ભાગનાં રંગસાથે મેળવવાની તેણીઓ કોશીશ કરેછે, જેથી ઘણો સુંદર દેખાવ લાગેછે; પણ એમ કરવામાટે પૈસાદાર બાનુઓજ પેરવી કરેછે, કેમકે તેમ કરતાં ખર્ચ ઘણો થાયછે. જે રૂતુમાં નાચ હોય, તેજ રૂતુમાં ઉગતાં ફૂલોનાં રંગસાથે પોતાના કિંમતી પોશાકનો રંગ રાખવો, એ ખરેખર પૈસાદાર શોખીન બાનુઓથીજ બની શકેએમછે.

યજમાનાએ પોતાનાં પરોણાંઓને આવકાર દેવામાટે દાદરનાં મથાળાંઉપર ઉભું રેહેવું જોઇએછે, અને જેમજેમ તેઓ પધારતાં જાય, તેમતેમ દરેકસાથે તેણી "શેક-હાંડ" કરેછે. આવતાં પરોણાંઓમાંની બાનુઓ પ્રથમ યજમાના-તરફ ચાલેછે, અને તેણીઓનીપુઠે સાથે આવનારા ગ્રહસ્થો ચાલેછે. તોયે દાદરઉપર ચઢતાં ગ્રહસ્થોએ બાનુઓનીઆગળ

ચઢવું જોઇએછે. બાનુ અને ગ્રહસ્થ પરોણાંથી બગલમાં હાથ લઈ દાદરઉપર, અથવા નાચવાળા ઓરડામાં દાખલ થવાનું નથી, એમ કરવું અવિવેકી ગણાયછે. નાચના અથવા હરકોઈ બીજા ઓરડામાં પણ પ્રથમ બાનુઓએ અને તેણીઓની-પછવાડે સાથે આવનાર ગ્રહસ્થોએ ચાલવું જોઇએછે.

યજમાના, અથવા નહીંતો તેણીની બેટીઓમાંહેથી એક જણી નાચીને નાચની શુરૂઆત કરેછે. "નાચ શુરૂ કરેછે," એટલે કે જે રાગ પ્રથમ વગાડવામાં આવેછે, તે વાગતાંજ યજમાના પોતે, અથવા નહીંતો તેણીની બેટીઓ-માંહેલી એક નાચમાં હાજર થયેલા સર્વેથી ઉંચી પદવીના ગ્રહસ્થનો હાથ પકડીને નાચેછે, એટલે "નાચવાનું શુરૂ થયું" ગણાઈ બીજી જોડીઓ પણ નાચવા માંડેછે.

અગરજો નાચની મિજલસમાં કોઈ બાદશાહી ખાનદા-નનું, અથવા કોઇ બીજો પારકો શાહાઝાદો હાજર થવાનો હોયછે, તો તેનાં આવતાંસુધી નાચ શુરૂ કરવાનો મુલતવી રાખ્યામાં આવેછે. અગરજો તે આવનાર કોઈ શાહાઝાદી, અથવા બાદશાહી ખાનદાનની કોઈ બાનુ હોયછે, તો તેણીની-સાથે યજમાન, અને તેઓની સામે યજમાના અથવા તેણીની બેટી અને સર્વેથી ઉંચી પદવીનો બીજો ગ્રહસ્થ, એમ બે જોડીઓ થઇને પ્રથમ નાચીને નાચ શુરૂ કરેછે. અગરજો તે બાદશાહી ખાનદાનનો બેટો હોયછે, તો તે યજમાનાસાથે અથવા તેણીની બેટીસાથે, અને તેઓની સામે યજમાન અને બાનુઓમાંહેલી સર્વેથી ઉંચી પદવીની બાનુ, એમ બે જોડીઓ થઇને પ્રથમ નાચેછે, કે જેથી નાચવાનું શુરૂ થયેલું ગણાયછે.

બાદશાહી ખાનદાનનાં પરોણાંઓને આવકાર દેવામાટ

યજમાન તથા યજમાના બંધેને ઘરના દરવાજાંસુધી જવું જોઇએછે, કે જેઓને લઇને તેઓ છેક નાચના ઓરડાસુધી આવેછે. અગરજો તેણી એક શાહાજાદી હોયછે, તો અંદર દાખલ થતાં તેણી યજમાનના હાથ ઉપર ટેકીને ચાલેછે, પણ જો સાથે કોઈ શાહાજાદો પણ હોયછે, તો તે ઉપલાં બેની-પછવાડે યજમાનાને લેઇને ચાલેછે. બાદશાહી પરોણાંઓ ઘરમાં દાખલ થતાંજ યજમાના અને યજમાનનીસાથે "શેક-હાંડ" કરેછે, અને યજમાના તથા યજમાન તેનાં ઉત્તરમાં વાકાં વળીને નમેછે.

સઘળાંઓસાથે બાદશાહી પરોણાંઓની પિછાન કરાવ-વાની અગત્ય નથી, પણ જો તેઓ પોતેજ કોઈ બાનુ કે ગ્રહસ્થસાથે ઓળખાણ કરવાની ઇચ્છા જણાવે, તો પછી તેમ કરવામાં આવેછે. જેવીરીતે તેઓને અંદર લાવવામાં આવેછે, તેવીજરીતે તેઓનાં જતી વખ્તે ઘરના દરવાજાસુધી યજમાના અને યજમાનને મુકવા જવું જોઇએછે.

સઘળા નાચનારા ગ્રહસ્થો યજમાનાની બેટીઓને પોતાની-સાથે નાચવાને વિવેકનીરીતે અર્જ કરેછે.

અલબતાં, નાચમાં શુંશું, અને કેવી પ્રકારે નાચવામાં આવેછે, તે જણાવવાનું કામ અમારૂં નથી. તે નાચવા શિખાડનારા ઉસ્તાદોનું કામછે, એટલે તેવિષે અત્રે કશું જણાવી શકતા નથી.

ખાનું ખાતીવેળા એક બાનુને ગમેતો હાથનાં મોજાં ઉતારે યા નહીં, તેનો કશો વાંધો નથી. ચા, "આઇસ્ક્રીમ," ઇત્યાદિ ખાતાંપીતાં તો તે કાહાડવામાં આવતાંજ નથી. તોયે આ બાબદમાં પણ ઇંગ્રેજોમાં હજી મતફેર

ચાલેછે. કેટલાકોનો મતછે, કે નાચની મિજલસમાં હાથમાં મોજાં પેહેરવાવગર જવું જેટલું અવિવેકીછે, તેટલુંજ મોજાં-સુધાં જમવા બેસવું પણ અવિવેકીછે. તોયે મોટો ભાગ જમતીવેળા મોજાં રાખવાનું વધારે પસંદ કરેછે, તો જોકે જેવેળા નાચની નહીં, પણ માત્ર ખાનાંનીજ મિજલસ હોયછે, તેવેળા તો જમવા બેસતી વખ્તે મોજાં ઉતારવાંજ જોઇએછે. (જુઓ "ખાનાંની મિજલસ.")

નાચમાંથી ઘર વિદાય થતીવેળા એક બાનુને તેણીની ગાડીસુધી યજમાને મુકવા જવું કે નહીં, તે યજમાનનાં વિચારઉપર આધાર રાખેછે. કોઈ નાહાની મિજલસની વખ્તે તેમ કદાચ બની શકે, પણ શેહેરની મોટી નાચની મિજલસ, કે જેમાં કોઇકોઇવાર ૩૦૦થી ૪૦૦ પરોણાંઓને નોતર્યાં હોય, તે વખ્તે એમ દરેક બાનુને તેણીની ગાડીસુધી પોહોંચાડવા જવું, એ કેવળ ન બની શકેએવુંછે, અને તેમ કરવાને થોડાજ યજમાનો ખુશી થાય. એવી વખ્તે ઘણું-કરીને બાનુઓને ગાડીમાં બેસાડવા, વગેરેની ગોઠવણ નોકરો રાખેછે. અગરજો વિદાય થતી બાનુનો કોઈ ગ્રહસ્થમિત્ર તેણીને ગાડીસુધી પોહોંચાડવાને ખુશી દેખાડે, તો તેમ કરવામાં કશું અડચણજેવું નથી.

દરેક બાનુ અને ગ્રહસ્થ, કે જેઓને નાચનું તેડું કર્યામાં આવ્યું હોય, પછી તેઓ ત્યાં ગયાં હોય કે નહીં, તોયે બીજેજ દિને યજમાનને ત્યાં તેનેમાટે તથા યજમાનાને-માટે "કાર્ડો" મુકી આવવા જોઇએછે. અગરજો બીજેજ દિને તેમ કરવાને ન બની શકે, તો તેજ અઠવાડિયાંની-અંદર તો તેમ કરવુંજ જોઇએછે. (જુઓ "કાર્ડ.")

નાચની મિજલસમાં યજમાનાને ત્યાંના કોઈપણ નોકરને, પછી નાહાના કે મોટા, પુરૂષ કે સ્ત્રી, કોઈને પણ નાહાની કે મોટી બખશેશ કોઈપણ પરોણાંએ આપવી જોઇએ નહીં. એમ કરવું ઘણું ખોટું છે.

યાદ રાખવું, કે નાચની મિજલસ એક ગ્રહસ્થ યા બાનુનેમાટે નિશાળજેવીછે, અને ત્યાં પુરતા વિવેક અને સભ્યતાવાળાંજ વધારે માનભરેલીરીતે પસાર થઈ શકેછે.

---



## પ્રકરણ ૯.

## ખાનાંની મિજલસ.

( DINNER-PARTY=ડિનર-પાર્ટિ. )

આ ચોપડીનું કામ કેવો ખોરાક લેવો, ઇત્યાદિ ખાબદો-વિષે જ્ઞાન આપવાનું નથી, એટલે તેવિષે અત્રે કશું બોલી શકતા નથી. આપણું કામ ખાનાંની મિજલસો, તેના યજમાનો અને મેહેમાનો, તથા ખાનાંની મિજલસનેલગતા વિવેકોવિષે જણાવવાનુંછે, અને જેઓ સારી મંડળીઓમાં દાખલ થવાને ચાહેછે, તેઓને તેનું જ્ઞાન ઘણું અવશ્યનુંછે.

દરેક જાતની મિજલસકરતાં "ખાનાંની મિજલસ" મંડળીનાં લોકો વધુ પસંદ કરેછે. વળી બીજી દરેક જાતની મિજલસકરતાં તે પેહેલો દરજ્જો ભોગવેછે. ખાનાંની મિજલસનું નોતરૂં પોતેજ દેખાડી આપેછે, કે તે પરોણો યજમાનનો વધારે માનીતો અને વધારે મિત્રાઇભર્યોછે, અને બીજી કોઇપણ મિજલસનાંકરતાં ખાનાંની મિજલસનું નોતરૂં વધારે માનભર્યું ગણવામાં આવેછે.

ખાનાંની મિજલસ બોલાવનાર યજમાન અને યજમાના તે મિજલસનેલગતી રીતભાત, વગેરેથી સારીપેઠે જાણીતાં

હોવાં જોઇએછે. નાચની મિજલસ, કે હરકોઈ બીજી મિજલસ એકલી ઘરધણીઆણીને નામેજ બોલાવ્યામાં આવેછે, પણ ખાનાંની મિજલસ ઘરધણી તથા ઘરધણીઆણી બંનેને નામે બોલાવવી પડેછે, એજ બતલાવી આપેછે, કે બીજી મિજલસોકરતાં ખાનાંની મિજલસ વધારે ઉંચા પ્રકારનીછે. બીજી દરેક મિજલસવેળા મેહમાનોની પરોણાગત સારીરીતે કરવાની ફર્જ હંમેશાં ઘરધણીઆણીને માથે રેહેછે, પણ ખાનાંની મિજલસવેળા તે ફર્જ ઘરધણીને માથે રેહેછે.

ખાનાંની મિજલસ બોલાવનાર મંડળીમાં ચઢતો દરજ્જો ધરાવેછે, એટલુંજ નહીં પણ ખાનું આપનાર પોતે મંડળીમાં પોતાનો પગપેસારો પાધરીરીતે કરી શકેછે. એવીરીતે અવારનવાર ખાનાંની મિજલસ બોલાવવાથી પોતાનું ઓળખાણમંડળ તે વધારે બોહોળું કરી શકેછે, અને એવા ખાનાં આપનારાઓને ઉંચી મંડળીમાં દાખલ થવામાટે એનાંકરતાં વધારે સારી અને વધારે ચોકસ જોગવાઇ બીજી કવચિતજ મળી શકેછે.

"ખાનાંની મિજલસ બોલાવવી" એનો અર્થ ઘણો બોહોળોછે; તે એક જાતનું જ્ઞાનછે, કે જે સેહેલાઇથી હાંસલ કરી શકાતું નથી, અને તેટલામાટે તે જ્ઞાન ધરાવનાર ઘરધણી અને ઘરધણીઆણીને ઘણી અક્કલ અને વિવેકનો ઉપયોગ કરવો પડેછે, અને તેમ કરતાં જો તેઓ તેમાં ફતેહ પામે, તો પછી સારી મંડળીમાં તેઓ સેહેલાઇથી દાખલ થાય, એમાં ખોટું શુંછે?

"સારૂં ખાનું" એટલે ઉંચા પ્રકારનું ખાવાનું સામે મુકયું એટલે થયું એમ નથી, પણ ખાનાંની મિજલસમાં પધારેલા મેહમાનોને તેઓની પદવીપ્રમાણે "ટેબલ"ઉપર

ગોઠવવા, તેઓતરફ પુરતા વિવેકથી વર્ત્તવું, ઇત્યાદિ સઘળું "સારાં ખાનાં"નેમાટે અવશ્યનું છે.

ખાનાંની મોટી મિજલસનાં તેડાં ખાનાંના દિવસની લગભગ એકવીસ દહાડાઆગમજથી કરવાં જોઇએછે, પણ જો તેમ કરવાને ન બની શકે, તો ચૌદ દહાડાઆગમજથીતો કરવાંજ જોઇએછે: એવાં તેડાંનેમાટે છાપેલા "કાર્ડો" વાપરવામાં આવેછે, કે જે "કાર્ડો" તૈયાર વેચાતા મળી શકેછે, અને જેમાં માત્ર નામો, તારીખ, કલાક, અને સરનામું ભરવાનુંજ બાકી હોયછે. ઘરધણી તથા ઘરધણીઆણી બંનેનાં નામો સાથે તેની જગ્યાએ ભરવામાં આવેછે. ખાનાંની નાહાની મિજલસનેમાટે, કે જેમાં ઘણુંકરીને વધારે અતલગનાં ઓળખાણવાળાંઓ તથા મિત્રોને બોલાવવામાં આવેછે, તેનાં નોતરાં ખાનાંના દિવસની દશ દહાડાઆગમજથી, અથવા તેથી પણ ઓછા દિવસઆગમજથી કરવામાં આવે, તો ચાલેછે. એવાં તેડાં છાપેલા "કાર્ડો"નેબદલે હાથે લખેલાં હોય તો ચાલે, અને તે દરેક તેડું ઘરધણી અને ઘરધણીઆણી તથા પરોણાંવચ્ચે જેવી મિત્રાઇ હોય, તેવીરીતે લખવામાં આવેછે. "લંડન"માં જ્યારે મોટી ખાનાંની મિજલસો બોલાવવાની ઋતુ હોયછે, ત્યારે પોતાને મનગમતા પરોણાંઓની હાજરી મેળવવામાટે કેટલીકવેળા પાંચથી છ અઠવાડિયાંઆગમજથી નોતરાં કરવામાં આવેછે.

તેડાંના "કાર્ડ"ઉપર જે કાંઇ લખવામાં આવેછે, તેનેજલગતું ઘણુંખરું આપણાં લોકોની રીતભાતપ્રમાણે પણ લખવામાં આવેછે, માટે તેવિષે અત્રે કશું વધુ જણાવવાની જરૂર જોતા નથી, પણ જો કોઇ ઇંગ્રેજીમાં નોતરાંની ચિઠ્ઠી

લખવા ચાહે, તો તેવા ધણીએ એકાદ સારી "પત્ર-પોથી"*-ની મદદ લેવી ઠીક પડશે. એવી ચોપડીમાંથી દરેક મિજલસનેલગતી ચિઠ્ઠીપત્રીનાં ખરડાઓ તૈયાર મળી આવેછે.

અગરજો ખાનાંગી મિજલસનું નોતરૂં કરવામાં આવ્યું હોય, અને પછી પરોણાથી તે કબુલ કરવામાં આવ્યું હોય કે ન હોય, તોયે તેનો ઉત્તર જેમ બનેએમ વગરઢીલે માત્ર ઘરધણીઆણીને નામેજ લખી મોકલવો જોઇએછે. એમ કરવામાં બેદરકારી કરવી, એ અવિવેકીપણુંછે, તથા વળી તેમ કરનાર પરોણો હલકી બુનિયાદનો ગણાયછે, કેમકે ઉત્તર પાછો ન ફરી વળવાથી ઘરધણીઆણી શકમાં રેહેછે, કે તે અથવા તેણી (પરોણાં) આવશે, અને સાથે જમશે કે નહીં, અને જો ન આવવાનાં હોય, તો તેઓનેબદલે બીજાં કોઇને તેણી બોલાવી શકતી નથી, અને તેથી તેણીની મિજલસ ઘણી ભાંગી-તુટી મળેછે. માટે પરોણાંની ફર્જછે, કે ઘરધણીઆણીની સગવડનેસારૂ ઓછામાં ઓછા એકથી બે દિનમાં "હા ના"નો જવાબ લખવો જોઇએ.

એકવાર નોતરૂં કબુલ કર્યાપછી, કોઇ ભારે અડચણ અથવા બીજાં કોઇ મોતેબર કારણશિવાય ત્યાં હાજર થવાને ચુકવું નહીં, પણ જો કોઇ ન ધારેલા બનાવથી છેલ્લી ઘડીએ ત્યાં હાજર થવાને ન બને, તો તેવિષે તરત ઘરધણીઆણીને જણાવવું જોઇએછે.

ખાનાંગી મિજલસનાં નોતરાંના "કાર્ડો" ગમેતો પોતાના નોકરસોડે મોકલવા, કે ગમેતો ઘરધણીઆણીએ પોતે જઇને

* Letter-Writer="લૅટર-રાઇટર."

સામા ધણીનાં નોકરને હવાલે કરી આવવા, કે ગમેતો ટપાલની-મારફતે મોકલવા. ગમે એવીરીતે મોકલે તેમાં કશી અડચણ નથી. તેવીજરીતે પરોણાંને પણ ગમે એવીરીતે તેનો ઉત્તર મોકલ-વાની છુટછે. તેડાં કરવાનું કામ ઘરધણીઆણીનું ગણાયછે. શેહેરમાં એવી મિજલસનાં તેડાં એક કુટુંબમાંહેલાં માત્ર બેજ જણાંને કરવામાં આવતાં હતાં, પણ હાલમાં તેજ બે પરોણાંની જવાન બેટીઓ, કે સાથે રેહેતી હરકોઈ બીજી જવાન બાનુને પણ વારંવાર કરવામાં આવેછે.

ખાનાંની મિજલસ મળવાનો વખ્ત ઘણું કરીને રાતનાં આઠ વાગતાનો હોયછે, જે વખ્તની આસરે પંદર "મિનિટ"-અગાઉથી મેહેમાનોએ આવી હાજર થવું જોઇએછે, કે જેથી જો બની શકે, તો સવાઆઠ વાગતાનેસુમારે ખાનું પિરસવામાં આવે. નોતરાંના "કાર્ડ"માં આઠ વાગતાનો વખ્ત ખાનાંને-માટે જણાવ્યો હોય, તેછતાં સાડાઆઠ વાગતે આવવું, એ ઘણું અવિવેકી ગણાયછે. બીજી હરકોઈ મિજલસનાંકરતાં ખાનાંની મિજલસમાં નેમેલે વખ્તે હાજર થવું ઘણું અગત્યનુંછે, અને તેમકરનાર મેહેમાન તથા મેહેમાના તેથી ઘણાં રીતભાતવાળાં તથા વિવેકી ગણાયછે. ખાનાંનો વખ્ત પોતાના "કાર્ડ"માં જણાવવાને ઘરધણી અને ઘરધણીઆણીએ ભુલવું નહીં.

ઘણું સકારે જવાથી જેમ જજમાનનાં કામમાં ખલલ થાયછે, તેમ વળી ઘણું મોડે જવાથી જજમાનાને દુઃખ ઉપજેછે. વધારે સકારે જવાથી જાણે તમો મિજલસનેમાટે અધીરા હોવએમ જણાયછે, અને તેથી હલકું લાગેછે; ખાનાંની મજાહમાં અડચણ થાયછે; અને બીજાં પરોણાં-ઓનો ધિક્કાર તમારીઉપર ઉતરેછે. જોકે આ બાબદમાં

મત આપી શકેએવા કેટલાકોનો એવો વિચારછે, કે મોડું થાય તોયે ફિકર નહીં, તોપણ જવાથી સારૂં લાગેછે. તેમ વળી બીજાઓ જણાવેછે, કે જો ખાનું પિરસવાનીઆગમજ યજમાનને ત્યાં પોહોંચી ન શકાય, તો બેહેતર કે હેઠલથીજ પાછાં ફરવું, અને બીજે દિને ઘરધણીઆણીને પોતાની ગેરહાજરીવિષે માફી લખી મોકલવી.

અગરજો કોઈ મેહેમાના કોઇ કારણથી વખતસર આવી પુગી ન હોય, તો તેણીનાંતરફ સભ્યતાખાતર ઘરધણી અને ઘરધણીઆણી ચોકસ વખત, અને જો અગત્ય જણાય, તો લગભગ અર્ધો કલાકસુધી તેણીનેમાટે થોભેછે, પણ તેઓ એક ગ્રહસ્થનેસારૂ એટલો બધો વખત થોભતાં નથી, પણ થોડીક "મિનિટ" થોભીને જમવાના ઓરડામાં સઘળાં જાયછે. ખાનાંનો જે વખત "કાર્ડ"માં જણાવેલો હોયછે, તેપછી પંદર "મિનિટ" રહીને ખાનાંઉપર જવામાં આવેછે.

સાધારણરીતે વિવેકી અને સભ્યતાવાળાં પરોણાંઓ, અને જેઓ વારંવાર ખાનાંની મિજલસમાં જતાંઆવતાં હોયછે, તેઓ વખ્તસર આવવાનો નિયમ રાખેછે. તોયે મંડળીમાં ઉંચી પદવીનાં અને બીજાં ઘણાંક બડખાંઓ હોયછે, કે જેઓ પોતાની પદવીઉપર મુસ્તાક રહીને, હંમેશાં ઠેરાવેલા વખ્તકરતાં મોડાં આવેછે, એમ ખાતરીથી માનીને કે તેઓનાં જવાવિના ઘરધણીઆણી જમવા બેસશે નહીં, પણ જરૂર થોભશે; પણ આ તેઓની ચાલ ધીમેધીમે તેઓનાં મંડળમાં જાણીતી થઈ જાયછે, અને તેટલામાટે જો આઠ વાગ્તે જમવાનો વખ્ત નક્કી કીધેલો હોયછે, તો તેઓને થોડા વખ્ત જલદી જણાવ્યામાં આવેછે.

"ફ્રાન્સ"માં મોડાં આવનારાં પરોણાંઓનેમાટે થોભવાની બિલકુલ રીત નથી. ત્યાં નોતરાંમાં જણાવેલે ચોક્સ વખ્તે સર્વે જણાં જમવા બેસેછે.

બરાબર વખ્તસર ખાનાંની મિજલસમાં આવવાથી ઘરધણીઆણીને જમવા જવાઆગમજ જે જરૂરજોગ ઓળખાણપિછાન કરાવવાની હોયછે તે કરાવવાને બની આવેછે, તથા ઘરધણી અને ઘરધણીઆણીને તે વખ્તે પોતાના મેહેમાનોને દિવાનખાનાંમાં આવકાર દેવાને સુગવડભર્યું થઈ પડેછે.

એક મેહેમાના પોતે યજમાનને ત્યાં ઉતરવાપછી પોતાના નોકરને સાડાદશ વાગ્તે ગાડી પાછી લાવવાને ફરમાવેછે, કારણકે સાડાદશથી પોણાંઅગીઆર વાગ્તાસુધી પરોણાંઓ મેજબાનને ત્યાં રેહેછે. પ્રથમ ઘરધણીઆણીને ત્યાં આવી પુગતાંજ એક બાનુ પોતે ઓઢેલો જભ્ભો ઉતારીને ઉપર જવાઆગમજ તેનેમાટે મુકર્ર કીધેલા ઓરડામાં મુકેછે, અથવા ઉપર જઈને પોતાના નોકરને સ્વાધીન કરેછે. જભ્ભાસુધાં તેણીથી દિવાનખાનાંમાં દાખલ થઈ શકાતું નથી. એક ઇંગ્રેજી ગ્રહસ્થ પોતાનો ઉપર ઓઢવાનો મોટો ડગલો તથા ટોપી એકાદ દિવાનખાનાંમાં, અથવા જો ગ્રહસ્થોનેમાટે એવા ડગલા ટોપી ઉતારવાને એકુ ખાસ ઓરડો રાખવામાં આવ્યો હોયછે, તો ત્યાં તે ઉતારીને અંદર દાખલ થાયછે. ખાનાંની મિજલસમાં ગ્રહસ્થો હાથે મોજાં પેહેરીને આવતા નથી, જોકે બાનુઓતો હંમેશાં પેહેરેછે, તોયે જમવા બેસતીવેળા તે કાહાડી નાખેછે. ખાનાંની મોટી મિજલસોમાં જે વડા નોકરના હાથમાં ઘરનો સઘળો કારભાર હોયછે, અને જેને

"બટલર"* કરી કેહેછે, તે હંમેશાં દાદરનેમથાળે ઉભો રેહેછે, અને જેમજેમ પરોણાંઓ આવતાં જાયછે, તેમતેમ તેઓનાં નામો બીજાંઓ સાંભળેએમ પોકારતો જાયછે. ખાનાંની નાહાની મિજલસવેળા, અથવા જ્યાં એવા "બટલરો" રાખી શકવા-જેટલી ગુંજાએશ હોતી નથી, ત્યાં એકાદ બીજો પુરૂષનોકર અથવા દાસી આ કામ બજાવેછે.

એક બાનુ અને ગ્રહસ્થનું નામ પોકારવાપછી દિવાન-ખાનાંમાં દાખલ થતાં તેઓ એકબીજાંના હાથમાં હાથ ઘા-લીને ચાલતાં નથી, તેમજ એકમેકનીસાથે પણ ચાલતાં નથી. એમ કરવું ઘણુંજ હલકાઇભર્યુંછે, તેમાં મુખ્યકરીને બગલ-માં હાથ ઘાલીને દિવાનખાનાંમાં દાખલ થવું, તો વિવેકની રીતિથીઉલટુંછે. જોકે નોકર તો પોકારશે, કે "મિ૦ અને મિસિસ ક અને મિસ ખ," અને નહીં કે "મિસિસ ક, મિસ ખ, અને મિ૦ ક," તોયે બાનુઓએ પ્રથમ આગળ ચાલવું જોઇએછે, અને ગ્રહસ્થોએ તેણીઓનીપછવાડે.

દરેક પરોણાંનીસાથે તેઓનાં આવતાંવાર ઘરધણી અને ઘરધણીઆણી "શેક-હાંડ" કરેછે, જેપછી બાનુઓ પોતાની બેઠક લેછે, અને ગ્રહસ્થો ઓરડામાં અહીંતહીં અક્કેકી ટોલી-માં ઉભા રહી વાતો ચલાવેછે, અથવા જો વધારે સુકારેથી આવ્યા હોયછે, તો થોડોકવાર એકાદ જગ્યાએ જઈ બેસેછે, અથવા જો કાંઈ વાતચિત ચાલતી હોયછે, તો તેમાં ભાગ લેછે.

અગરજો હાજર થયેલી બાનુઓ તથા ગ્રહસ્થોમાંહેલા ઘણાંઓને એક બાનુ પિછાનતી હોયછે, તોયે પોતાના દાખલ

---

* Butler.

થવાપછી તરત દોડી જઇને બધાંસાથે ભેટવા પડી જતી નથી, પણ તક મળચે ધીરેધીરે સર્વેને મળેછે, તેટલાં માત્ર રહેજ હસીને અથવા નમીને પોતાનીતરફથી સલામ તેઓને દુરથીજ કરેછે.

અગરજો ખાનાંની મિજલસ નાહાની હોયછે, અને જો પરોણાંઓ એકબીજાંથી અજાણ્યાં હોયછે, તો ઘરધણી-આણી માત્ર ઉંચી પદવીનાંઓની એકબીજાંસાથે ઓળખાણ કરાવી આપેછે, પણ એક ખાનાંની મોટી મિજલસમાં એમ કરવામાં આવતું નથી, શિવાયકે તેમ કરવામાટે કોઈ ખાસ કારણ હોય.

ખાનાંની મિજલસમાં સર્વેથી વધારે મોટો વિવેક મેહેમાનોને તેઓની ઓછીવધતી પદવી અને ઉંમ્મરપ્રમાણે ખાનાંની "ટેબલ"ઉપર ગોઠવવાનોછે, અને આ વિવેકઉપર ઘણું બારીક ધ્યાન આપીને ભારે સંભાળ લેવાની અગત્યછે. ઘરધણી આખી મિજલસમાહેલી સર્વેથી ઉંચી પદવીની બાનુને હંમેશાં ખાનાંની "ટેબલ"ઉપર લઈ જાયછે, અને તેજપ્રમાણે તે મિજલસમાહેલો સર્વેથી ઉંચી પદવીનો અને સર્વેથી વૃદ્ધ ગ્રહસ્થ હંમેશાં ઘરધણીઆણીને ખાનાંની "ટેબલ"ઉપર લઇ જાયછે. આ વિવેકમાં કશો ફેર પડતો નથી, શિવાયકે સર્વેથી ઉંચી પદવીવાળી બાનુ કિંવા ગ્રહસ્થ જો ઘરધણી અથવા ઘરધણીઆણીનાં સગાં હોય, તો તેવીવેળા બીજાં પરોણાંઓવચ્ચે નઠારૂં ન દિસે, માટે તેઓથી ઉતરતી પદવીની બીજી બાનુસાથે યા ગ્રહસ્થસાથે ખાનાંની "ટેબલ"ઉપર જવામાં આવેછે. પણ જો પદવીનો સવાલ ન હોય, તો સર્વેથી અજાણી બાનુ મેજબાનસાથે, અને તેઓનીપછવાડે સર્વેથી અજાણ્યો ગ્રહસ્થ મેજબાના-

સાથે જાયછે. પરણેલી બાનુઓ કુંવારી બાનુઓકરતાં ચઢતો દરજ્જો ભોગવેછે, અને કુંવારી બાનુઓમાં પણ વધારે ઉંમ્મરની બાનુઓ પોતાનાંકરતાં જવાન બાનુઓકરતાં ચઢતો દરજ્જો ભોગવેછે. લગ્નનેલગતી એક ખાનાંની મિજલસમાં પરણતી કન્યા બીજી સઘળી બાનુઓકરતાં ઉંચો દરજ્જો ભોગવેછે.

ઘણી જવાન વયની બાનુઓ તથા ગ્રહસ્થોને ખાનાંની મિજલસમાં ન બોલાવવાં વધારે સલામતીભર્યું ગણાયછે. "મિસ માર્જોરીબેંકસ" નામની ચોપડી લખનાર જણાવેછે, કે **"જવાન જીવડાઓ મંડળીનો નાશ કરનારાંછે,"** અને તેમાં મુખ્યકરીને જવાન જીવડાઓથી ખાનાંની મિજલસનો તો વધારે નાશ થાયછે.

એવીરીતે જોડી થઇને ખાનાંની "ટેબલ"ઉપર જતીવેળા એક વર અને તેની બાયડીથી, બાપ અને બેટીથી, મા અને બેટાથી, અથવા સાધારણરીતે કોઇપણ સગાંથી એકબીજાંસાથે જવાઇ શકાતું નથી. તેમજ વળી એક ગ્રહસ્થથી બે બાનુઓને સાથે ખાનાંની "ટેબલ"ઉપર લઇ જઇ શકાતું નથી.

એક જજમાન અને જજમાનાએ બાનુઓ તથા ગ્રહસ્થોની એકસરખીજ સંખ્યા નોતરવાની સંભાળ લેવી જોઇએછે. જેટલા ગ્રહસ્થો હોય તેટલીજ બાનુઓ પણ હોવી જોઇએછે. ગમેતો બાનુઓની સંખ્યાકરતાં એકાદ બે ગ્રહસ્થો વધુ નોતર્યા હોયતો ચાલે, બલકે વધારે સારૂંછે, કે જેથી પરણેલી બાનુઓને એકબીજીના વરસાથે ખાનાંની "ટેબલ"ઉપર જવાજેવી અડચણ, જે કેટલીકવાર નડેછે, તે દુર થાય. જેમકે મિસિસ **ક** મિ૦ **ખ**નીસાથે, અને મિસિસ **ખ** મિ૦ **ક**નીસાથે ખાનાંઉપર બિરાજે, તો તે સારૂં લાગતું નથી. તેનેબ-

દલે મિસિસ **અ**નીસાથે મિ૦ **ગ**, મિસિસ **ક**નીસાથે મિ૦ **ચ**, મિસિસ **ગ**નીસાથે મિ૦ **ક**, મિસિસ **ચ**નીસાથે મિ૦ **અ**, એવીરીતે ફેરફેર બિરાજવાં જોઇએછે.

કેટલાં પરોણાં બોલાવવાં એ યજમાનની નાણાંસબંધી હાલતઉપર આધાર રાખેછે. હંમેશાં પરોણાંની સંખ્યા બેકીમાં હોયછે, તો ઘણું સગવડભર્યું થઇ પડેછે.

અગરજો ખાનાંની મિજલસમાં બેથી ત્રણ બાનુઓ વધારે હોય, તો તેવીવેળા ઉંચી પદવીવાળી બાનુઓએ ગ્રહસ્થોસાથે જોડાઇને જવું, અને સર્વેથી છેક્ષા રહેલી ઉતરતી પદવીની બાનુઓએ ગ્રહસ્થોની ગેરહાજરીમાં ઉપલી જોડીઓની-પછવાડે સાથે જવું પડેછે; પણ એવી ગોઠવણ હંમેશાં કરવી પડતી નથી, અને સાથે તે ઘણી નાપસંદ કરવાજોગછે, તો જોકે કેટલીકવેળા એવો બનાવ ન ધારેલીરીતે બની પણ જાયછે, અને તે ઘાગુંકરીને જ્યારે એવી મિજલસ ન ધારેલી એકાએક ઉભી કરવામાં આવવાનેલીધે ચોકસ વખતઆગમ-જથી નોતરાં કરવામાં આવતાં નથી ત્યારે, અથવા આગળ જણાવ્યાપ્રમાણે જો પરોણાંઓ નોતરાંનો પાછો ઉત્તર મોકલ-વામાં ઢીલ કરેછે, અથવા બિલકુલ ન મોકલવાની બેદરકારી કરેછે, તો એમ બનેછે. અગરજો માત્ર એકજ ગ્રહસ્થની ખુટ હોયછે, તો ઘરધણીઆણી સઘળી જોડીઓ કરી આપીને પોતે એકલી જાયછે, કે જેથી ઘણું સભ્યતાભર્યું લાગેછે.

ખાનાંની "ટેબલ"ઉપર પરોણાંઓને ગોઠવવાની સાધા-રણ રીત તો એમછે, કે યજમાન અથવા યજમાના દરેક ગ્રહસ્થને તેનાં આવવાપછી થોડીવારે જણાવેછે, કે તેણે ફલાણી બાઇને ખાનાંની વખ્તે સાથે લેઇને મેહેરબાની

કરીને જવું, કેમકે ઘણીકવેળા પરોણાંઓ એકબીજાંની પદ-વીથી અજાણ્યાં હોયછે. જો મિજલસ બડાંઓની હોયછે, તો કોઇ પદવીનો તફાવત જણાવેએવી ચોપડીની મદદ ખાનાંના દિવસની આગમજથી લેવાની ઘરધણીઆણીને ફર્જ પડેછે. એવી બાબદોનીચોપડીઓ વેચાતી મળી શકેછે, અને સર્વેથી જાણીતી "ડૉબ્રૅટ" અને "બર્ક" નામના લખનારાઓની ગણાયછે.

તોપે સાધારણરીતે ખિતાબ ધરાવનારા આસામીઓ પોતપોતાના ચઢતાઉતરતા ખિતાબ, અને તે ખિતાબ મેળવ-વાની તારીખપ્રમાણે એકબીજાનીપછવાડે જાયછે. સરખી પદવીના ખિતાબવાળાઓમાં જેને પ્રથમ ખિતાબ મળ્યો હોયછે, તે પેહેલો ચાલેછે. કોઇ રાજ્યના એલચીતરીકે પારકા પુરૂષો આવ્યા હોયછે, તેમાં જે ચઢતો હોયછે, તે પેહેલો જાયછે. જો કોઈ રાજકર્તાતરફથી નેમાયલો પારકાં દેશનો એલચી મિજ-લસમાં હાજર હોયછે, તો તેની પદવી એક બાદશાહી ખાનદા-નના શાહજાદાકરતાં પણ ચઢતી ગણાયછે. એક "બિશપ"* ને માનખાતર મોટી પદવી આપવામાં આવેછે, અને તેની પદવી એક "અર્લ"†નીબરાબર ગણાયછે. એવીજરીતે બીજા પાદ-

* ધર્માધ્યક્ષ અથવા ધર્માધિપતિ.

† ઈંગ્રેજી ઉમરાવોની પદવી નિરચેપ્રમાણેછે:—

૧. Duke="ડયુક." ઉમરાવોમાં સર્વેથી ચઢતા દરજાજાનો ખિતાબ "ડયુક"નોછે, જેનાંકરતાં વધારે ચઢતા માત્ર શાહઝાદાઓ અને રાજા-ઓજ ગણાયછે. "ડયુક"ની બાનુને "ડચેસ" (Duchess) કરી કેહેછે.

૨. Marquis="મારકુવિસ." તેની બાનુને "મારશિયોનેસ" (Marchioness) કરી કેહેછે.

૩. Earl="અર્લ." તેની બાનુને "કાઉન્ટેસ" (Countess) કરી કેહેછે.

ડીઓને પણ માન મળેછે. "બિશપ"શિવાય બીજા ઉતરતા દરજ્જાના પાદરીઓની બાયડીઓ "બારિસ્ટર"ની બાયડી-કરતાં ચઢતો દરજ્જો ભોગવેછે, અને તેણીઓનાંકરતાં ચઢતો દરજ્જો "ઍસ્કુવાયર"ની બાયડીઓ ધરાવેછે. તબીબો "બારિસ્ટરો"થી ઉતરતો દરજ્જો ધરાવેછે.

પોતાને મનપસંદ ગમેતે બાનુને લેઈને કોઈપણ ગ્રહસ્થથી ખાનાંની "ટેબલ"ઉપર જઈ શકાતું નથી, કેમકે ચઢઉતર પદવીના સવાલનું પ્રબળ સુધરેલી પ્રજાઓમાં ભારેછે.

અગરજો આગળપાછળ જવાનો કાંઈ વસવસો ઉભો થાયછે, તો ઘરધણીઆણી દરેકને એકપછી એક તેઓની પદવીપ્રમાણે ખાનાંવાળા ઓરડામાં પધારવાની અર્જ કરેછે, જેપ્રમાણે દરેક ગ્રહસ્થ પોતાને સોંપેલી બાનુને લઈ ખાનાં-ઉપર તેજ અનુક્રમે બિરાજેછે. પણ તેમ જવાઆગમજ તે

---

૪. Vis-count="વાઈકાઉન્ટ." તેની બાનુને "વાઈકાઉન્ટેસ" (Vis-countess) કરી કેહેછે.

૫. Baron=" બેરન." તેની બાનુને "બેરૉનેસ" (Baroness) કરી કેહેછે.

૬. Baronet="બેરૉનેટ."

૭. Knight="નાઈટ."

૮. Esquire="ઍસ્કુવાયર." આગળ એ પણ એક ખિતાબ ગણાતો હતો. હાલ વેલાયતમાં એક ગામડાનાં મુખ્ય પુરૂષને "સ્કુવાયર" (Squire)નાં નામથી ઓળખવામાં આવેછે, પણ તે ઈલકાબ હાલમાં એટલોતો સાધારણ થઈ ગયોછે, કે હરકોઈ ગ્રહસ્થને "મિ૦"નેબદલે "ઍસ્કુવાયર" કરી લખવામાં આવેછે. એક "બેરૉનેટ" અથવા "નાઈટ"ને "સર" (Sir)નો ખિતાબ પણ લાગુ પડેછે, જેમકે "સર——બેરૉનેટ," "સર——નાઇટ," ઈત્યાદિ, અને "સર"ની બાનુને "લેડી" (Lad) કરી પુકેહેછે.

પોતાની જોડિયણ બાનુનો હાથ પોતાની બગલમાં લેવામાટે પોતાનો ડાબો હાથ આગળ ધરેછે. અગરજો ખાનાંનો ઓરડો ઉપલા અથવા નિચલા માળાઉપર હોયછે, તો ત્યાં જતાં તે પોતાનીસાથની બાનુને દિવાલગમની બાજુથી ઉતરવા દેછે.

ખાનું તૈયારછે, તે જણાવવાસારૂ "બટલર" અથવા બીજો કોઈ નોકર આવેછે. તે પ્રથમ દિવાનખાનાંનું બારણું ઉઘાડી નાખેછે, અને ત્યારપછી મોટે અને ખુલ્લે સાદે પોકારેછે, કે "ખાનું તૈયારછે." અલબતાં, ઉપલા નોકરને આગમજથી ખબર કરવામાં આવેલી હોયછે, કે કેટલા પરોણાંઓ આવવાનાંછે, અને તેથી સઘળાં આવી પોહોંચવા-આગમજ તે ઉપર જણાવ્યાપ્રમાણે આવીને પોકારતો નથી, પણ જો ખાનાંનો વખ્ત થઈ જવાછતાં કોઈ પરોણો આવી ન પોહોંચે, તો તેનેમાટે યજમાના ખોટી રેહેવાકરતાં ઘંટ વગાડી પોતાના નોકરને ખાનાંની તૈયારી કરવા ફરમાવેછે, અને જોકે ખાનું તો તૈયાર હોયછેજ, તોયે થોડીક "મિનિટ"-પછી ઉપલો નોકર પાછો આવી રીતસર ખાનું તૈયાર થવાવિષે પોકારી જાયછે, શિવાયકે મોડો આવનાર પરોણો કોઈ બાનુ હોય, અથવા કોઈ ઘણી મોટી પદવીવાળો ગ્રહસ્થ હોયછે, ત્યારેતો ખાનું તૈયાર કરાવવામાં વિલંબ કરવાને ઘરધણીઆણીને ફર્જ પડેછે.

"ખાનું તૈયાર"છે, એમ પોકારવાપછી ઘરધણી હાજર થયેલી બાનુઓમાંહેલી સર્વેથી ઉંચી પદવીની બાનુનો હાથ બગલમાં લઈ આગળ ચાલેછે, અને ત્યારપછી સઘળા ગ્રહસ્થો એકપછી એક પોતાને સોંપેલી બાનુઓનો હાથ બગ-લમાં લઈ ખાનાંવાળા ઓરડામાં જાયછે, કે જેવિષે આગળ

જણાવ્યાપ્રમાણે આગમજથી ગોઠવણ કરી રાખવામાં આવી હોયછે. અગરજો એક ગ્રહસ્થસાથે તેની જોડિયણ બાનુને આગમજથી ઓળખાણ કરાવવાની ઘરધણીઆણી અગત્ય જોતી નથી, તો ખાનાંઉપર જતીવેળા તેણી જણાવેછે, કે "મિ૦ ક, મિસિસ ખને લઇને જશો?" એટલું કેહેવું જ પિછાન કરાવી આપવાબરાબર ગણાયછે. અગરજો મિજલસમાં આવેલા સર્વેથી ઉંચી પદવીના ગ્રહસ્થ અને બાનુવચ્ચે આગળપાછળ જવાબાબે પોતાની પદવીનેલગતો ખતરો ઉભો થાયછે, યાને જો બંવે પોતે પોતાને વધારે વડું અથવા ઉંચી પદવીનું સમજીને એકબીજાંનીપછવાડે જવાને અચકાયા કરેછે, તો તેવીવેળા તે ગ્રહસ્થ પેહેલાં જતો નથી, પણ સર્વેથી છેલ્લે ઘરધણીઆણીને લઇને જાયછે, કે જેથી વાંધો પતી જાયછે.

દિવાનખાનાંમાંથી જમવાના ઓરડામાં જતીવેળા હંમેશાં એક ગ્રહસ્થ પોતાની જોડિયણ બાનુનો જમણો હાથ બગલમાં લેછે, અને તેમ જતીવેળા મુગામુગા ચાલી જવાનેબદલે ગ્રહસ્થ સભ્યતાખાતર કાંઇ સાધારણ વાતચિત ચલાવેછે, કે જેથી બંધેને ખાનાંની "ટેબલ"ઉપર વધારે છુટથી વર્તવાને અચકાવું ન પડે.

ખાનાંવાળા ઓરડાના દરવાજાઉપર આવી પોહોંચતાંજ બાનુ બગલમાંથી હાથ કાહાડી નાખીને છુટી ચાલેછે. ત્યાં પુગવાપછી ઘરધણી જે બાનુને સાથે લાવ્યો હોયછે, તેણીને તેના જમણા હાથઉપર બેસાડેછે. તેમજ દરેક ગ્રહસ્થ પોતાની જોડિયણ બાનુને હંમેશાં પોતાના જમણા હાથઉપર બેસાડેછે; તો જોકે "ઇંગ્લાંડ"શિવાય "યુરોપ"નાં બીજાં દેશોમાં તેથીઉલટોજ ચાલછે, કે જ્યાં બાનુ પોતાના જોડીદાર ગ્રહસ્થનાં ડાબા હાથઉપર બેસેછે.

જમવાની "ટેબલ"ઉપર આવી પોહોંચવાપછી જોડીદાર ગ્રહસ્થ પોતાની સાથવાળી બાનુને માનથી નમેછે, અને તેણી પણ તેના ઉત્તરમાં પાછી નમીનેપછી પોતાની જગ્યા લેછે. બેસવાપછી ગ્રહસ્થે તપાસવું જોઇએછે, કે તેની ખુરશીના પગો તેની બંને બાજુએ બેઠેલી બાનુઓનાં પોશાકઉપર ભુલથી મુકાયા ન હોય. જો તેમ મુકાયા હોય, તો તે તરત ખસેડી નાખવા જોઇએછે, નહીંતો કે જમી રહ્યાપછી જ્યારે બાનુ ઉઠવા જાય, ત્યારે તેણીનો પોશાક ફાટી જવાવિના રહે નહીં.

સઘળાં પરોણાંઓ આવીને પોતપોતાની જગ્યાએ બેસી ન રહે, ત્યાંસુધી ઘરધણી "ટેબલ"નેમથાળે પોતાની જગ્યાઉપર ઉભો રેહેછે, અને જેમજેમ જોડીઓ આવતી જાયછે, તેમતેમ તેઓને પોતાના હાથવડે ચોકસ જગ્યા લેવાની ફરમાશ કરેછે. દરેક બાનુ બેસી રહે તેટલો વખત સઘળા ગ્રહસ્થો પોતાની જગ્યાઆગળ ઉભા રેહેછે, અને સઘળી બાનુઓનાં બેસવાપછી તેઓ બેસેછે.

સર્વેને પોતપોતાની ઉંચી હલકી પદવીપ્રમાણે ગોઠવવાનું કામ લગાર વધારે અક્કલનું અને જોખમભર્યુંછે, અને તે ઘરધણી અને ઘરધણીઆણી નોતરાંના ઉત્તરો આવ્યાપછીથી સાથે મળીને નક્કી કરી રાખેછે. આગળ એવો રિવાજ હતો, કે દરેક પરોણાંનું નામ કાંગજની કાપલીપર લખીને તેની બેસવાની જગ્યાસામે જમવાની "ટેબલ"ઉપર મુકવામાં આવતું હતું, પણ તે રિવાજ પછવાડેથી નિકળી ગયો હતો, તોયે હમણાંહમણાં તે પાછો ઉંચી મંડળીઓમાં દાખલ થતો જાયછે.

અગરજો એવી ગોઠવણ આગમજથી એક ઘરધણી કરી ન રાખે, તો તેનું પરિણામ એ નિપજે, કે વરો પોતાની

બાયડીઓનીપાસેજ બેસી જાયછે, અથવા એવીજરીતે બે એકબીજાથી ઉલટા વિચાર ધરાવનારાઓ, અને એકમતથી હસીખુશીસાથે મિજલસમાં ન વર્ત્તેએવા આસામીઓ એક-બીજાની પાસેપાસે આવી જાયછે, અને તેથી મજાહમાં મોટી ખલલ થાયછે. બે બેવકુફ કે ધોભાજેવા પુરૂષોનીવચ્ચે એક રમુજી સ્વભાવના પુરૂષને બેસાડવાથી તેના ખુશ સ્વભાવનો લાભ સર્વેને પુરેપુરો મળી શકતો નથી. કોઈ ડાહ્યો પણ રમુજી અથવા બહુબોલો પરોણો જો હોય, તો તેને "ટેબલ"-ઉપર બનતાંસુધી વચ્ચેની જગ્યા આપ્યામાં આવેછે, કે જેથી તેની રમુજી બોલીથી સર્વેને એકસરખી ગમત મળે. તેમ વળી એવા બે ધણીઓને એકબીજાની પાસેપાસે બેસાડવાથી ખુદરતીરીતેજ તેઓવચ્ચે હરીફાઈ ચાલેછે, જે પણ નાપસંદ કરવાજોગ ગણાયછે. બનતાંસુધી એકજ ધંધાનેલગતા બે પુરૂષોને નજદીક બેસાડવા ન જોઇએ, કેમકે તેમ કરવાથી તેઓ પોતાના ધંધાનેલગતીજ વાતો કર્યા કરશે, અને બીજાઓને ગમત આપવાનેબદલે પોતે પોતાનાં ટાહેલાંથી ગમત મેળવશે.

એક ડાહ્યો ઘરધણી અથવા ઘરધણીઆણી રાજદુઆરી, કે ધર્મસંબંધી કોઇપણ બાબદઉપર વાત કરવાના અખાડા કરશે, કે જેથી કોઇનું પણ દિલ દુઃખાવાનેબદલે ખાનાંની મિજલસ હસીખુશીસાથે પાર પડે. એજ બાબદઉપર મેહેમા-નોએ પણ ધ્યાન આપવું જોઇએછે.

અગરજો ખાનાંની "ટેબલ" લાંબી હોયછે, તો ઘર-ધણી "ટેબલ"ને એક નાકે બેસેછે, અને તેના જમણા હાથ ઉપર તેનીસાથની બાનુ, તથા તેના ડાબા હાથઉપર મિજલસમાં જે બીજી પદવીવાળી બાનુ હોયછે, તે બેસેછે. "ટેબલ"ને

બીજે નાકે ઘરધણીઆણી બેસેછે, અને તેણીના ડાબા હાથ-ઉપર તેણીનીસાથવાળો ગ્રહસ્થ બેસેછે. ખાનાંની લાંબી "ટેબ્લો" વધારે સારી ગણવામાં આવેછે. અર્ધગોળ, યાને ઘોડાની નાળજેવી "ટેબ્લ" માત્ર સરકારી અથવા રાજ્યનેલગતાં કોઈ ખાનાંનીવેળાએજ વાપરવામાં આવેછે. લંબાચી ગોળ, યાને ઇંડાકારની "ટેબ્લો" ખાનાંનીવેળા વાતચિત કરવામાટે ઘણી સગવડભરેલી હોયછે. એવી "ટેબ્લ"-ઉપર ઘરધણી અને ઘરધણીઆણી વચ્ચોવચમાં એકબીજાંની સામસામે બેસેછે, પણ "ફ્રેન્ચ" લોકોમાં ઘરધણી અને ઘરધણીઆણી "ટેબ્લ"ઉપર વચ્ચોવચમાં એકબીજાંની પાસે-પાસે સાથે બેસેછે, જે રીત પણ પસંદ કરવાજોગ ગણાયછે.

જમવાની "ટેબ્લ"ઉપર બેઠાપછી એક બાનુ તરતજ પોતાના હાથનાં મોજાં કાહાડી નાખેછે, શિવાયકે કોઈ ગ્રહસ્થ યા બાનુના હાથને કોઈ જાતની અડચણ હોય, અને તે બતલાવી ન શકાય, તો અલબતાં તે પેહેરીને જમવા બેસ્વાની તેને છુટછે. ત્યારપછી હાથમોહોડું નુછવામાટે મુકેલા રૂમાલ*ની થોડી ઘડી ઓળીને તે પોતાના ખોળાઉપર મુકેછે, અને રોટી (અલબતાં પાંઉ, કેમકે ઇંગ્રેજી ખાનાંમાં હંમેશાં પાંઉજ વપરાયછે) પોતાના ડાબા હાથઉપર મુકેછે. તેવીજરીતે એક ગ્રહસ્થ પણ કરેછે. અગરજો એક બાનુ જાણેછે, કે તેણીના હાથનાં મોજાં ઉતારતાં વાર લાગશે, તો તે કાહાડવાઆગમજ ઉપર જણાવ્યાપ્રમાણે રૂમાલ તથા પાંઉ બરાબર જગ્યાએ મુકીને સેરવાનેમાટે જગ્યા કરી રાખેછે,

* Napkin="નૅપકિન."

કે જેથી નોકરને સેરવાની રકાબી લેઇને તેણીનીપછવાડે ખોટી થવું ન પડે. જેવું ખાનું પિરસાયું, કે બીજાંઓનેસારૂ ખોટી ન થતાં ખાવા માંડવામાં આવેછે, પણ જો ખાનું ઘણું ગર્મ હોય, તો છરી કાંટો હાથમાં લેઇને જાણે ખાવું શુરૂ કીધું હોયએવો દેખાવ કરવામાં આવેછે. એક પરોણાંને પિરસાવાપછી બીજાં પરોણાંઓનેમાટે તેણે ખોટી રેહેવું, એ અસલી રિવાજછે, એટલુંજ નહીં પણ હાલની રીતપ્રમાણે એમ કરવું, એ અવિવેકીછે. તમોને એક વાનીની રકાબી ઘરધણીઆણી મોકલી આપે, તે પોતે રાખવાનેબદલે બીજાં કોઇને તે લેવાની અર્જ કરવી એ ખોટુંછે, કેમકે પેહેલાં કોણને અને પછી કોણને પિરસવું તેવિષે તમારાંકરતાં મેજબાના વધારે સારીપેરે સમજેછે.

ઇંગ્રેજોમાં ખાનાંની મિજલસવેળા, કે "હૉટેલ"*માં શુંશું વાનીઓ આવનારછે, તથા એકપછી બીજી કઇ આવનારછે, ઇત્યાદિ બાબદોનું લખેલું કે છાપેલું એક કાગજ દરેક જમનારનીપાસે મુકવામાં આવેછે. આ જાતનાં કાગજો અથવા "કાર્ડો"ને "મૅનુ"† અથવા "બિલ-આવ-ફૅર"‡ કરી કેહેછે. આ "મૅનુ" જો ખાનાંની "ટેબલ"ઉપર ન મુકવામાં આવ્યાં હોય, તો પરોણાંએ કઇ જાતનો સેરવો લેવો તથા શાંનું ગોસ્ત લેવું, તે આગમજથી વિચારી રાખવું પડેછે, કે જેથી નોકર તે પુછવા આવે તેનું તરત તેને કેહેવામાં આવે. પણ જો "મૅનુ" "ટેબલ"ઉપર મુકવામાં આવ્યાં

* Hotel. પોહોંચખાનું અથવા વીસી.

† Menu. ‡ Bill-of-fare.

હોય, તો આનાંઉપર બેસતાંનેવારજ પરોણાંએ તે તપાસી જોઇ, પોતે શું પસંદ કીધુંછે, તે નોકર પુછવા આવે તેવેળા ઝટ કહી દેવું જોઇએછે. એવા "મૅનુ" દર બે જણાં, કે જેઓ જોડી થઇને સાથે જમવા બેઠાં હોયછે, તેઓનીવચ્ચે અકેકું મુકવામાં આવેછે. એવાં "મૅનુ"નાં કાગજો ઘણાં શોભિતાં અથવા સાદાં, જેવાં માંગોએવાં તૈયાર છાપેલાં મળેછે, જેમાં માત્ર વાનીઓજ ભરવાની બાકી હોયછે, જે ઘરધણીઆણી પોતાને હાથે તેમાં ભરેછે. ઘણુંકરીને વાનીઓનાં નામો, ઇત્યાદિ "ફ્રેન્ચ" ભાષામાં લખવામાં આવેછે. એવા "મૅનુ કાર્ડો" જમનારનીસામે પકડી રાખવામાટે સુંદર હાથાઓ હાલ ઘણા વપરાયછે, તેમજ વાનીઓ લખવામાટે એવાં "મૅનુ"નેબદલે શોભિતી નાહાની ચિનાઇ પથ્થરપાટીઓ પણ વાપરવામાં આવેછે. અગરજો ઉપર જણાવ્યાજેવા હાથાઓ વાપરવામાં આવ્યા નહોય, તો "મૅનુ"ને "ટેબલ"ઉપર મુકેલાં એકાદ ફુલદાન*નીસામે અડાડીને ઉભું ગોઠવવામાં, અથવા એવીજ કોઇ બીજી સગવડભરેલી રીતે જમનારનીસામે ગોઠવવામાં આવેછે, કે જેથી બીજી વાનીવિષે જાણવાને તે હાથમાંલેવાનેબદલે તેઉપર માત્ર નજરજ ફેંકવાની જરૂર પડે.

જો મિજલસ નાહાની હોય, અને જો વાનીઓ થોડીજ જાતની હોય, તો ત્યાં એવાં "મૅનુ" મુકવાં, એ મોટાઇ દેખાડવાનું ખોટું ડોળ ઘાલવાબરાબર ગણાયછે, પણ જ્યાં તરેહવાર જાતની તથા સ્વાદદાર અનેક વાનીઓ એકપછી એક આવનાર હોયછે, ત્યાંતો "મૅનુ"વિના ચાલતું નથી,

---

* Vase of flowers="વાઝ-આવ-ફ્લાવર્સ."

કેમકે ઇંગ્રેજોની રીતિપ્રમાણે ખાનાંની અકેકીજ વાની "ટેબ્લ"ઉપર આવેછે, અને તેટલામાટે હવેપછી શું આવશે તેવિષે "મૅનુ"ની ગેરહાજરીમાં જમનારને અજાણ્યાં રેહેવું પડેછે. વળી જે વાની પરોણાંને વધારે પસંદ પડતી હોય, તેનેમાટે તે જગ્યા રાખેછે, કેમકે મોટાં ખાનાંનીવેળા દરેક વાનીઓ તો તે કવચિતજ જમી શકેછે, માટે જે લગાર નાપસંદ હોય તે થોડી ખાવાને યા બિલકુલ ન ખાવાને, અને "મૅનુ"માં જણાવેલી પોતાને એકાદ વધારે પસંદ પડતી વાનીનેસારૂ પેટમાં જગ્યા રાખવાને તેને બની આવેછે.

સાથે જમવા ગયલા ગ્રહસ્થ અને બાનુએ જમતીવેળા એકબીજાંસાથે વાતચિત કરવી જોઇએ કે નહીં, તે માત્ર સૌસૌના મરજીઉપર આધાર રાખેછે. વાત કરવીજ જોઇએ-એવી કશી ફર્જ વિવેક જાળવવાસારૂ પડતી નથી. તેઓની ડાબીજમણી બાજુએ બેઠલાં પરોણાંઓ જો તેઓનાં ઓળખાણવાળાં હોય, તો તેઓસાથે પણ તેઓ વાતચિત કરી શકેછે. જો પડોસી જમનાર ઓળખીતું હોય, તો ઠીક, પણ જો તેમ ન હોય, તો ગ્રહસ્થ અને જોડિયણ બાનુએ હરકોઈ સાધારણ બાબદઉપર વાત છેડી ખાતીવેળા પોતાનો વખ્ત સારીરીતે ગુજારવો જોઇએછે, કારણકે તેમ ન કરવાથી ખાનાંની મિજલસ સુસ્તજેવી લાગેછે.

પાંઉ હંમેશાં ભાંજીને ખાવામાં આવેછે, અને નહીં કે કાપીને; કરડીને ખાવું એ ઘણું અવિવેકી ગણાયછે. પાંઉનાં એક ઇંચની જાડાઇનાં ટુકડાઓ કરી તે "ટેબ્લ"ઉપર મુકવામાં આવેછે, પણ "રોલ્સ"* વધારે પસંદ કરવાજોગ ગણાયછે.

* Rolls. એ પણ એક જાતનું ગોળ, લંબાચા આકારનું પાંઉછે.

એક સારી ખાનાંની "ટેબલ"ઉપર "પી-સુપ,"* "રોસ્ટ-પૉર્ક,"† અને "બૉઇલ્ડ-બીફ"‡ કદીપણ લાવવામાં આવતાં નથી.

ઘણું કરીને ખાનાંનીવેળા ગોશ્ત તથા પક્ષી આખુંજ પકાવવામાં આવેછે, અને તે વેતરવાનું, તથા પરોણાંઓની રકાબીમાં મુકી તેઓને મોકલી આપવાનું કામ ઘરધણીને "ટેબલ"ને નાકે બેસીને કરવું પડેછે. તે કાપીને પરોણાંઓને જેવીરીતે તેઓ બેઠાં હોય, તેવીરીતે એકપછી એક હારમાં મોકલવાની જરૂર નથી, પણ જે આગળી વાની જમી રહ્યું હોયછે, તેનીઆગળ તે પ્રથમ મોકલવામાં આવેછે. અગરજો મિજલસ નાહાની માત્ર છ સાત પરોણાંઓનીજ બનેલી હોયછે, તો ખુદરતીરીતેજ બાનુઓને પ્રથમ પિરસવામાં આવેછે. છ સાતથી વધુ પરોણાંઓની હરકોઈ ખાનાંની મિજલસમાં નોકર પોતેજ પિરસેછે. તે પ્રથમ યજમાનના જમણા હાથઉપર બેઠેલી બાનુને, પિરસેછે, ત્યારપછી ડાબા હાથ ઉપર બેઠેલી પેહેલી બાનુને, અને ત્યારબાદ તેજ હારમાં બેઠેલા ગ્રહસ્થ તથા બાનુ સઘળાંને જાતિનો કશો પણ ફર્ક રાખ્યાવિના એકપછી એક પિરસ્યો જાયછે. પણ ખાનાંની મોટી મિજલસોમાં નોકરો સામસામી બંધે હારમાં સાથેજ પિરસતા જાયછે.

ગમે તે રૂતુમાં ખાનું આપ્યામાં આવ્યું હોયછે, તોયે સેરવો સર્વેથી પેહેલો "ટેબલ"ઉપર આવેછે, તોયે કેટલાક અસલી રૂઢીપ્રમાણે ચાલનારાઓ હજી સેરવો તથા માછલી બંધે સાથે મંગાવેછે, પણ તે રીત હમણાંના વખ્તમાં સારી

* Pea-soup. † Roast-pork. ‡ Boiled-beef.

ગણાતી નથી. તેકરતાં પણ વધારે અસલી અને સર્વેથી નઠારી રીત ઘરધણીએ પરોણાંને પુછવાનીછે, કે "સેરવો લેશો કે માછલી?" માછલી અને ગોસ્તવરચે જેટલો ફર્કછે, તેટલોજ માછલી અને સેરવાવચ્ચેછે, અને શોખીન ખાનારાંઓ બંધે ખાવાને ઇચ્છેછે, અને તેટલામાટે જ્યારે પરોણાંઓ બંધે ખાવાની આરજુ રાખેછે, ત્યારે જુલ્મથી તેઓપાસે એક ચીજ કબુલાવીને તે ખવડાવવી, એ ઘણું અવિવેકીછે. જે વાની પરોણાં ખાવા માંગતાં ન હોયછે, તે તેઓની-આગળ ગયાપછી તેઓજ નોકરને ના પાડેછે, પણ ઘરધણી અને ઘરધણીઆણીની તો ફર્જછે, કે દરેક વાની તેઓની મરજી પુછવાવિના તેઓને મોકલ્યાં જવું.

મેજબાન કે મેજબાના જો પરોણાંઓને સેરવો પિરસેછે, તો અક્કેકો કડછોભરી થોડોથોડોજ પિરસેછે. અર્ધી રકાબીભરી સેરવો પરોણાંની રકાબીમાં નાખીને તેનીસામે મુકવાથી ઘણું નઠારૂં દિસેછે. સેરવો, માછલી, કે હરકોઇ વાની જેમ ઘણીએ નહીં, તેમ વળી ઘણી થોડી પણ પિરસવી ન જોઇએ.

સેરવાને થંડો પાડવામાટે તેમાં ફૂંક મારવી, એનાંજેવું અવિવેકી બીજું કશું નથી. તેમજ વળી સેરવો કે હરકાંઇ ગર્મ વસ્તુ મોંહમાં લેઇનેપછી તે થંડી પાડવામાટે મોંહવાટે હવા અંદર લેવી, એ ટેવ પાસે બેઠેલા ગ્રહસ્થો કે બાનુઓનાં આંતરડાં ઉછળાવવાને પુરતીછે, અને એવી ચાલ ચલાવનાર દરેક ઠપકાનેલાયક ગણાયછે.

તેમજ વળી ખાનાંની મોટી મિજલસવેળા એક યજમાને પોતાનાં કોઈ પરોણાંને એકાદ ચોકસ વાની ખાવાની ઓહોંસ કરવી, એ પણ ઘણું હલકાઇભર્યુંછે. નાહાની અને

માત્ર અતલગનાં મિત્રોથી બનેલી એવી મિજલસમાં કદાચ જો યજમાન કોઇને એમ ભલામણ કરે, તો તે ચાલી શકે, કેમકે ઘણી મિત્રાઇસાથે સરખાવતાં એવા વિવેકો કદાચ બાજુએ રાખી શકાય.

ખાનાંવાળા ઓરડામાં ગાલીચો પાંથરવામાં આવેછે, કે જેથી નોકરોનાં ચાલવાહાલવાથી પગનો આવાજ થાય નહીં. ત્યાં મુકવામાં આવેલી ખુરશીઓની .પિઠ ઢળતી હોયછે, અને કેટલેક ઠેકાણે દરેક બાનુઆગળ પગ મુકવામાટે અક્કેકું "સ્ટુલ" મુકવામાં આવેછે.

ખાનાંની "ટેબ્લો"ઉપર શોભા કરવાનો ચાલછે, અને શોભિતાં ફૂલદાનો, રૂપાંકામ, ઇત્યાદિ જમવાની "ટેબ્લ"ઉપર મુકવામાં આવેછે. જેથી આંખને ઘણું સારૂં લાગેછે. પણ જેમ બીજી રીતોમાં અતેરૂં કરવામાં આવેછે, તેમ આ રીતમાં પણ વળી થયું હતું, અને મોટાંમોટાં ભારે કદનાં, અથવા લાંબાં ફૂલદાનો પુષ્કળ પાસેપાસે મોટાં ફૂલોથી ભરીને "ટેબ્લ"-ઉપર મુકવામાં આવતાં હતાં, જેથી સામસામે બેઠેલાંઓ એક-બીજાનું મોંહવટીક જોઇ શકતાં ન હતાં, અને જે સાધારણ વાતચિત "ટેબ્લ"ઉપર ચાલતી. તેમાં ભાગ લેવાને ભારે હરકત થતી હતી, પણ તે ચાલ પાછો નિકળી ગયોછે, અને હમણાં પાછાં નાહાનાં પણ સુંદર ફૂલદાનો શોભિતાં ફૂલોથી ભરીને "ટેબ્લ"-ઉપર મુકવામાં આવેછે, પણ એવી શોભા કરવી કે નહીં, તે માત્ર સૌસૌની મરજીઉપર આધાર રાખેછે. વિવેકનીરીતે એમ કરવુંજ જોઇએ, એવું કશું નથી. એવી શોભા થોડી કરવી કે ઘણી, એ યજમાનની નાણાંસંબંધી હાલતઉપર આધાર રાખેછે. ફૂલો જમવાની "ટેબલ"ઉપર મુકવામાં

શોભાછે, એમાંતો કશો સંદેહ નથી. નાહાના તોરાઓ નાહાનાં કાચનાં વાસણોમાં મુકવાથી પરોણાંઓ જમી રેહેવાબાદ અક્કેકો ઉચકીને સાથે લેતાં જાયછે. રૂપાંનાંકરતાં કાચનાં શોભિતાં ફૂલદાનો વધારે પસંદ કરવામાં આવેછે. કેટલેક મોટે ઘર ખાનાંનાં વાસણો રૂપાંનાં વાપરવામાં આવેછે, અને તેઓઉપર તથા "નૅપકિન," "ટેબલ-ક્લૉથ," ઇત્યાદિ સામાનઉપર કુટુંબને-લગતા "ક્રૅસ્ટ," "મૉનોગ્રામ," વગેરે પાડવામાં આવેછે. વળી તેજરીતે કાચકામઉપર પણ કોતરવામાં આવેછે, પણ એમ કરવાનું બડેખાંઓ અને ઘણાં પૈસાદારોનું કામછે.

કેહેછે કે પાચનશકિતનેમાટે પુરતી રોશ્નીની અગત્યછે, અને તેટલામાટે તે જમવાના ઓરડામાં પુરતી રાખવી જોઇએછે. પરોણાંઓની સંખ્યાકરતાં મોમબતીની સંખ્યા વધુ હોવી જોઇએછે.

મોંહ સમારવાસારૂ મેવો ઘણું કરીને "ટેબલ"નીવચ્ચોવચમાં, ફૂલોનીવચ્ચે ગોઠવવામાં આવેછે. કેટલીક ખાનાંની "ટેબલ"ઉપર ફૂલ, ફૂલઉપરાંત જાતજાતની નવાઇની "ફ્રેંચ" મિઠાઇઓ ઇત્યાદિ ગોઠવવામાં આવેછે; તેમ વળી કેટલેક ઠેકાણે માત્ર ફૂલો અને શોભિતું તથા કિંમતી રૂપાંકામજ ગોઠવવામાં આવેછે, અને મેવો મુકવામાં આવતો નથી પણ આ પાછળી રીત ઘણુંકરીને જ્યારે ખાનું આપનાર પુષ્કળ ફૂલો તથા કુટુંબનેલગતાં કિંમતી રૂપાંકામનો* સારો સંગ્રહ હાજર કરી શકે, તોજ કરવામાં આવેછે.

* જેમ આપણાં લોકોમાંછે, તેમ ઇંગ્રેજોમાં પણ રૂપાંકામ દોલતનો એક મોટો ભાગ ગણાયછે. બલકે જેવીરીતે આપણાં લોકો ઘરેણાંમાં નાણું રોકેલું રાખેછે, તેવીરીતે ઇંગ્રેજો પુષ્કળ અને ભારે વજનનાં રૂપાંનાં વાસણો રાખેછે.

રોશ્નીને માટે "લામ્પો" અથવા મોમબતીનેમાટે રૂપાંની સમેદાનીઓ વાપરવામાં આવેછે, જેની હલકીઉંચી કિંમત તથા જાતનો આધાર ખાનું આપનારનાં ગજવાંઉપર રાખેછે, "ગાસ"ની રોશ્ની બનતાંસુધી વાપરવામાં આવતી નથી. "ગાસ"ની રોશ્ની જાહેર ખાનાંનીવેળા હોય, તો ચાલે. "લામ્પો" તથા સમેદાનીઓઉપર ઘણુંકરીને રંગીન "શેડો" મુકવામાં આવેછે, જેથી છાયો પડેછે, અને ઘણો રમણીય દેખાવ લાગેછે; તથા વળી રોશ્ની પરોણાંઓની ઘણી નજદીક હોવાછતાં તેનો ઘણો ઝળકાટ તેઓનાં મોહોડાં-ઉપર ન પડવાથી તેઓને ઇજા થતી અટકેછે. મીણબત્તી ખાનું પોકારવાની દશ કે પંદર "મિનિટ"આગમજથી સળગાવવામાં આવેછે, કે જેથી કરીને જ્યારે પરોણાંઓ જમવાના ઓરડામાં દાખલ થાય, ત્યારે રોશ્ની એકસરખી અને સ્થિર બળતી હોય. "લામ્પો"કરતાં સમેદાનીઓ એવી વખ્તે વધુ પસંદ કરવામાં આવેછે. મીણબત્તીઓ ઉંચા જાતની અને મોટા કદની, અને અક્કેકી આસરે અર્ધા રતલજેટલા વજનની હોવી જોઇએ. એકદમ સઘળી બત્તીઓ ખાનાંની "ટેબલ"ઉપર મુકવાથી નબળી આંખવાળાને ઇજા થાયછે, માટે ત્યાં થોડીજ મુકી, બાકીની પછવાડે "ટેબલો"ઉપર મુકવી, કે ભીંતઉપર ટાંગવી જોઇએછે.

સરકો, રાઇ, નિમક, મરી, ઇત્યાદિ મસાલો ભરી રાખેલી શિશીઓનું વાસણ*, યાને "સરકાદાની" કે જેને "ક્રુઅંટ-સ્ટાંડ" કરી કેહેછે, તે હંમેશાં ખાનાંનીવેળા હાજર હોયછે.

---

* Cruet-Stand.

એવાં "ફ્રુ્‌ઍટ-સ્ટાંડો" કેટલીકવેળા ઘણી ઉમદા કારીગરીનાં અને કિંમતી હોવાછતાં નાહાની કે મોટી મિજલસવેળા ખાનાંની "ટેબ્લ"ઉપર લાવી મુકવામાં આવતાં નથી, પણ તેજ ઓરડામાં બાજુએ મુકેલી એકાદ "ટેબ્લ" કે "સાઇડ-બોર્ડ"*ઉપર રાખી મુકવામાં આવેછે. ગમેએવાં પણ નાહાનાં "ફ્રુ્‌ઍટ" "ટેબ્લ"ના કોઇપણ ભાગઉપર મુકવામાં આવતાં નથી, પણ એક નોકર રૂપાંની થાળીઉપર તે મુકીને વાની પિરસ્યાપછી સઘળાં પરોણાંઓઆગળ તે ફેરવી જાયછે, અને તેવેળા પરોણાને ગમેતે મસાલો પોતાની રકાબીમાં લેછે. રાઈ, નિમક, ઇત્યાદિ રકાબીની કોરઉપર મુકવામાં આવેછે. જોકે "ફ્રુ્‌ઍટ-સ્ટાંડ" ખાનાંની "ટેબ્લ"ઉપર મુકવામાં આવતાં નથી. તોયે કેટલાકો મરી, રાઇ, અને નિમકનાં નાહાનાં વાસણો "ટેબ્લ"ઉપર દર બે જમનારાંઓનીવચ્ચે મુકવાનું પસંદ કરેછે, કે જેથી એક વાની પિરસાયાપછી પરોણો તેનેમાટે ખોટી થવાનેબદલે ગમેએટલો વસાણો લઈ ખાવા મંડે. આખી "ટેબ્લ"ઉપર નોકર એક વાની પિરસી રેહે, ત્યાંસુધી વસાણાનેમાટે, કે તે વાનીનીસાથે ખાવાની તરકારીનેમાટે પરોણાંને થોબાવી રાખવું સારૂં લાગતું નથી. અગર નહીંતો વાની એક નોકર પિરસી આવે, કે બીજા નોકરે તરત વસાણાનું વાસણ લઈ તેજ પરોણાં-આગળ હાજર થવું જોઇએછે. હંમેશાં ખાનાંનીઉપર ઉંચી જાતનો "સૉસ"† વાપરવો જોઇએછે. એક સારો લખનાર જણાવેછે, કે **"સારા અને સ્વાદદાર 'સૉસ'સાથે એક હાથી પણ ખવાઈ જાય."**

---

* Side-board. ખાનાંવાળું એકજાતનું કબાટ. † Sauce.

ગમેએવી નાહાની અને મિત્રોથી બનેલી મિજલસમાં, કે હરકોઈ બીજી ખાનાંની મિજલસમાં "ટેબલ"ઉપર ચટાઈના નાહાના કટકાઓ* મુકવામાં આવતા નથી. એમ કરવાથી ઘણુંજ હલકું લાગેછે. ચટાઈનાં આ કટકાઓ ખાનાંની "ટેબલ"નેમાટેજ નાહાનાંમોટાં કદના, અને તરેહવાર ભાતના, તથા ઝીણી વણતના બનાવવામાં આવેછે, જે ખાનગી કુટુંબમાં ભોજનનીવેળા "ટેબલ"ઉપર મુકી રાખવામાં આવેછે, એટલામાટે કે જો કાંઈ ગર્મ વસ્તુનું વાસણ "ટેબલ"ઉપર ખાનાંનીવેળા મુકવામાં આવે, તો તેની ગર્મીથી "ટેબલ"ની ઝહળે, તથા ઉપર બિછાવેલું કપડું†, ખરાબ થાય નહીં. અગરજો ધરધણીઆણી પોતાની "ટેબલ"ની ઝહળે ખરાબ થવાની ધાસ્તી રાખતી હોય, તો તેણીએ ખાનાંની મિજલસવેળા એવી "ટેબલ-મૅટસ" વાપરવાનેબદલે "ટેબલ-ક્લૉથ"નીનિચ્ચે કોઈ બીજી જાતનાં જાડાં કપડાંનું પડ કરવું, કે જેથી "ટેબલ" ખરાબ થવાની ધાસ્તી રહે નહીં.

નાહાની કે મોટી ખાનાંની મિજલસમાં દર પરોણાંદિઠ બે મોટી છરીઓ, માછલી ખાવામાટે એક રૂપાંની છરી અને કાંટો, સેરવામાટે એક "ટેબલ-સ્પુન"‡, ત્રણ મોટા કાંટાઓ, "શૅરી," "હૉક," અને "ચમપીન"નેમાટે અકેકું

---

* Table-mats = "ટેબલ-મૅટસ."

† Table-cloth = "ટેબલ-ક્લૉથ."

‡ વેલાયતી બનાવતના ચમચાઓ હંમેશાં ચોકસ માપનાંજ બનાવ્યામાં આવેછે, જેના નામો તથા તેમાં કેટલું મ.પછે, તે નિચ્ચેપ્રમાણેછે:—

૧. Tea-spoon = "ટી-સ્પુન," એટલે **ચાની અથવા નાહાની ચમચી.** એમાં ૧ "ડ્રામ"જેટલી પ્રવાહી માપછે.

જુદું "ગ્લાસ," એટલું ગોઠવવામાં આવેછે. ખાનાંની મિજલસવેળા "ટમ્બલરો" "ટેબલ"ઉપર મુકવાનેબદલે જો અગત્ય પડે, તો વાપરવામાટે "સાઇડ-બૉર્ડ"ઉપર મુકી રાખવામાં આવેછે. છરીઓ અને કાંટાઓની-વચ્ચે "નૅપકિન" મુકવામાં આવેછે, જેનીઅંદર પાંઉ વિટાળીને મુકેલું હોયછે. "ડૅઝર્ટ-સ્પુનો" અને નાહાના કાંટાઓ દરેક જમનારનીપાસે મુકવામાં આવતાં નથી, પણ જયારે મિઠાઈ વેહેંચવામાં આવેછે, ત્યારે એક ખાલી રકાબીમાં લાવી તેનીસામે મુકવામાં આવેછે, અને જો વધુ વાની ખાવામાટે જોઇએ, તો એક વધુ છરી અને કાંટો પરોણાંનેમાટે લાવી હાજર કરવામાં આવેછે, પણ ત્રણ છરીથી વધુ તેનીપાસે મુકવામાં આવતી નથી. આ ત્રણ-માંહેલીજ એક છરી માછલીનેસારૂ મુકેલી હોયછે, અને તે ત્રણે જમવાઆગમજ "ટેબલ" બિછાવવામાં આવેછે, ત્યારેજ ગોઠવવામાં આવેછે. છરીઓ અને કાંટાઓ કદીપણ જમ-નારની સામી બાજુએ મુકવામાં આવતાં નથી, પણ તેની-

૨. Dessert-spoon = "ડૅઝર્ટ-સ્પુન," એટલે **વચલો ચમચો.** એમાં ૨ "ડ્રામ"જેટલું માપછે, અને તેથી તે "ટી-સ્પુન"-કરતાં બરાબર બમણો મોટો હોયછે.

૩. Table-spoon = "ટેબલ-સ્પુન," એટલે **મોટો ચમચો.** એમાં ૪ "ડ્રામ"જેટલું માપછે, અને તેથી તે "ટી-સ્પુન"કરતાં બરાબર ચારગણો, અને "ડૅઝર્ટ-સ્પુન"કરતાં બરાબર બમણો મોટો હોયછે.

જેપ્રમાણે ચમચાઓમાં ચોકસ વજનની પ્રવાહી માપછે, તેજપ્રમાણે "ગ્લાસો"માં પણ માપછે, જેમકે:—

૧. Liquor-glass="લિકર-ગ્લાસ"માં ૧ "ઔંસ"જેટલું, અને

૨. Wine-glass="વાઈન-ગ્લાસ"માં ૨ ઔંસ"જેટલું માપછે.

સામે મુકવામાં આવેલી રકાબીનીપાસે બંધે બાજુએ તેઓને મુકવામાં આવેછે.

કાંટો તથા છરી એવીરીતે પકડવાં, કે જેથી તેઓના હાથાઓ હાથનાં ખોબાનીઅંદર રહે. તે બીજાં જમનારાંઓને વાપરતાં જોઈ વધારે સેહેલાઇથી શિખી શકાશે.

જમતીવેળા ચમચો, કાંટો, કે છરી નાખી દેવાં નહીં, પણ જો કદાચિત અકસ્માતથી તે પડી જાય, તો તેવિષે બનતાંસુધી અખાડા કરી જઇ, નોકરપાસે બીજા માગી લેવાં.

"ટેબલ-સ્પુન" હંમેશાં સેરવો પીવામાટેજ વાપરવામાં આવેછે, અને તેમ કરવાસારૂ "ડૅઝર્ટ-સ્પુન" વાપરવો, એ ખોટું ગણાયછે. સેરવો કે હરકોઇ બીજી પ્રવાહી પીતીવેળા તે ચમચાની બાજુથી પીવી જોઇએછે, અને તેમકરતાં કોઇપણ પ્રકારનો આવાજ કરવો જોઇતો નથી. સેરવો અને માછલી માત્ર એકજવેળા લેવામાં આવેછે, બીજીવાર તે માગવામાં આવતાં નથી, એમ કરવું એ ખાનાંની "ટેબલ"ઉપર નઠારો દેખાવ કરવાબરાબર ગણાયછે.

બનતાંસુધી જે માગવુંકરવું હોય તે નોકરનીમારફતેજ કરવું, પોતે પોતાને હાથે કરવું નહીં; અથવા નોકર પાસે હોવાછતાં તમારા પડોસીપાસે માગવું નહીં; બાનુઓ પોતાને જોઇતી વસ્તુઓમાટે પાસેબેઠેલા ગ્રહસ્થને અર્જ કરેછે, જે નોકરપાસે મંગાવી તેણીને તે આપેછે. ગ્રહસ્થે જ્યારે કાંઈ જોઇતું હોય, ત્યારે નોકર નજદીક હોય, તો તેનીસામે જોવું, અને તમારી નજરસાથે તેની નજર મળે, અને તે તમારીપાસે આવે, કે ધીરે સાદે અને નરમાશથી જે જોઈતું હોય તે [illegible] તેને ફરમાવવું. પેતે હાથેજ

લેવામાટે પાસે બેઠેલા પરોણાની રકાબીઉપર પડવું નહીં. ખાતી કે પીતીવેળા કોઇપણ જાતનો આવાજ કરવો નહીં. દારૂ પીતીવેળા આખું "ગ્લાસ" ભરીને તે ઓતી જવો, અને તેમાં એક ટીપું પણ ન રાખવું, એ ઘણું હલકાઇભર્યુંછે. તેમ વળી તમારી રકાબીમાંહે રેહેલો એક છેલ્લો બુક ખાઈ જવાનેબદલે રેહેવા દેવો, કે "ડીકાન્ટર"માહેલો છેલ્લો એક "ગ્લાસ"જેટલો "વાઇન" પીવાના અખાડા કરવા, માત્ર એમ ધારીને કે તે છેલ્લોજછે, તો તે ઘણું ખોટું ગણાયછે. એવી ચાલ ચલાવવાથી એમ જણાયછે, કે તેપછી વધારે પુરૂં પાડવાને તમારો યજમાન અશક્તછે, એમ તમો સમજોછો, અને તેથી તમારા યજમાનને અપમાન થાયછે.

"ડૅઝર્ટ-સ્પુન" એટલે "મોહોડું સમારવામાટે વપરાતો ચમચો," અને જેવું તેનું નામછે, તેવુંજ તેનું કામ પણ છે, તે વધારે નાજુક કામનેમાટેજ વપરાયછે, જેવું કે "ફ્રુટ-ટાર્ટસ,"* "કસ્ટર્ડ-પુડિંગ્સ,"† ઇત્યાદિ ખાવામાટે, અથવા બીજી હરકોઇ નર્મ જાતની મિઠાઇ, કે જે કાંટાવડે ખાવાને પુરતી સેહેલ ન પડે, તે ખાવાસારૂ "ડૅઝર્ટ-સ્પુન" વપરાયછે. પણ જો મોહોડું સમારવાનેમાટે હરકોઇ વસ્તુ કાંટાથી ખવાઇ શકાયએવી હોય, તો ચમચાકરતાં તેવડેજ તે ખાવાથી વધારે સારૂં લાગેછે. બનતાંસુધી જે વસ્તુ કાંટાથી ખવાઇ શકાય, તે ખાવામાટે ચમચો વાપરવોજ નહીં.

સેરવો કે "પુડિંગ"જેવી વસ્તુઓ ખવાયએટલી થંડી પડીછે, એમ ખાતરી કર્યાવિના તે ન ખાવાની સંભાળ લેવી

* Fruit-tarts. † Custard puddings.

જોઇએછે, કેમકે એ બાબે અસાવધ રેહેવાથી તે ગર્મગર્મ ગળીજવી પડેછે, અથવા જો ઘણી ગર્મ હોયછે, તો તે મોંહમાંથી રકાબીમાં પાછી કાહાડી મુકવાની ફરજ પડેછે.

માછલી હંમેશાં એક રૂપાંની છરી અને કાંટાવડે ખાવામાં આવેછે. માછલી ખાવામાટે બે કાંટાઓ વાપરવામાં આવતા નથી, પણ જો રૂપાંની છરી "ટેબ્લ"ઉપર મુકવામાં ન આવી હોય, તો જમણા હાથમાં કાંટો, અને ડાબા હાથમાં પાંઉનો કઠણ ભાગ લઇ તેવડે તે ખાવામાં આવેછે, જોકે પાંઉવડે એમ માછલી ખાવાનો રવૈયો હમણાં સારી મંડળીમાંથી નિકળી ગયોછે. માછલી ખાતાં સાધારણ છરી વાપરવાથી તેની ખુશબો ઓછી થાયછે. વળી માછલીસાથે ખાવાના "સૉસ"માં ખટાસનો મોટો ભાગ હોવાથી છરીઉપર કટાણું થાયછે, તેનું પાનું ખવાઇ જાયછે, અને નઠારી વાસ આવેછે.

"કૅનૅલ્સ,"* "રિસૉલ્સ,"† "પાટિઝ,"‡ ઇત્યાદિ માત્ર એક કાંટાવડેજ ખાવામાં આવેછે, અને તે ખાતીવેળા છરી વપરાતી નથી.

"સ્વીટ-બ્રૅડસ,"§ "કટલૅટસ,"‖ ઇત્યાદિ ખાવામાટે, અને તેનીજરીતે હરકોઇ જાતનું પક્ષી ખાવામાટે છરી વપરાયછે.

"ઍસપૅરૅગસ,"¶ "સાલેડ,"** ઇત્યાદિજેવી વસ્તુ ખાતીવેળા તેની અણીઓ કાપી નાખીને તે છરી અને કાંટાવડેજ ખાવામાં આવેછે, અને કદીપણ તેનાં થડ આંગળાંઓ-

---

* *Quenelles.* † *Rissoles.* ‡ Patties. § Sweet-breads.
‖ Cutlets. ¶ Asparagus. ** Salad.

વચ્ચે પકડીને તે ખાવામાં આવતી નથી. "સાલેડ" હંમેશાં તેની રકાબી, જેને "સાલેડ-પ્લેટ" કેહેછે, તેનીઉપર મુકીને લાવ્યામાં આવેછે, જે રકાબી જમનારનીપાસેજ મુકવામાં આવેછે, અને તેવેળા જમનાર બે રકાબીઓનો સાથે ઉપયોગ કરેછે, પણ કાકડીનેમાટે જુદી રકાબી મુકવામાં આવતી નથી, પણ તે જમનાર પોતાનીજ રકાબીમાં લઇને ખાયછે.

જો ખાનાંઉપર વટેણાં આવેછે, તો તે કાંટાઉપર લઇને ખાવામાં આવેછે, અને તે કારણમાટે છરી વાપરવી, એ ઘણુંજ હલકું ગણાયછે. જમતીવેળા કોઇપણ વખતે છરી મોંહમાં લેવી એનાજેવું હલકું અને અવિવેકી બીજું કશું નથી, અને એવી અવિવેકી ચાલ ખાનાંની "ટેબલ"ઉપર મિજલસમાં ચલાવવી, એ કદીપણ માફ ન થઈ શકેએવું છે, વળી એવી ચાલ ચલાવનાર હંમેશાં હલકી બુનિયાદનું ગણાયછે.

પાંઉનો ટુકડો લઈ તે તમારી રકાબીમાહેલા રસમાં, મુરબ્બાનાં શીરામાં, કે હરકોઇ ખાવાની બીજી પ્રવાહીમાં બોળી કાહાડી તે કરડીને ખાવો, એ ઘણું હલકું ગણાયછે. અગરજો તે ખાવાની અગત્ય પડે, તો પાંઉના નાહાના ટુકડાઓ કરી તે રકાબીમાં નાખી પછી કાંટાવડે તે ખાવા જોઇએછે.

પાંઉસાથે માખણ ખાતીવેળા તેની આખી કાતરીઉપર માખણ લગાડીને તે ખાવામાં આવતું નથી, પણ પાંઉના નાહાના ટુકડાઓ કરી પછી તેઉપર માખણ લગાડીને ખાવામાં આવેછે.

ઈંડું ખાતીવેળા તેને ભાંજીને "ગ્લાસ"માં કે પવાલાંમાં નાખીને તેમાંથી ખાવાનેબદલે ઈંડાંનાં કોટલાંમાંથીજ તે ખાવામાં આવેછે. તો જોકે "અમેરિકા"ખાતે તેથીઉલટું તેને "ગ્લાસ" કે પવાલાંમાં નાખીનેજ ખાવાનો રવૈયોછે.

"ટેબલ-ક્લોઠ" ઉપર મેવાના ઠળીઆ, હાડકાં, ઈત્યાદી કદીપણ મુકવું નહીં, પણ તે તમારી રકાબીની કોરઉપર મુકવાથી વધારે સારૂં લાગેછે.

અગરજો માખણ, નિમક, કે ખાંડ લેવી હોય, તો માખણ લેવાનીજ છરી, નિમકનીજ ચમચી, કે ખાંડનાજ ચીપિયાવડે તે લેવું જોઇએછે. તેમ કરવામાટે તમારી પોતાની છરી, તમારો પોતાનો ચમચો, કે તમારાં આંગળાંનો ઉપયોગ કરવો, એ રીતભાતથી અજાણ્યા અને હલકા ધણીનું કામછે.

એક જાતની તરકારીનીઉપર બીજી જાતની નાખીને તેનો ઢગલો તમારી રકાબીમાં કરવો ન જોઇએ. ગોશ્ત અને તરકારી સાથે ખાતીવેળા ઘણોસરખો કાંટો ભરીને તે મોંહતરફ લઇ જવાકરતાં, તે અક્કેકું છુટું ખાવું વધારે સારૂંછે. હાથોએ અને મોંહે સાથે મળીને કામ કરવાનુંછે, એટલેકે કાંટો ઘણોસરખો લાદીને તે એકદમ ખાવામાટે મોંહ ફાડી કાળજી રાખી બોઠી થવાકરતાં, કાંટો છેક હોઠોસુધી આવે, કે મોંહ ઉઘાડવાથી વધારે સારૂં લાગેછે. તેમજ મોટામોટા કોળીઆ ભરવાકરતાં નાહાને બુકે ખાવાથી વધારે સભ્યતાભર્યું લાગેછે; મુખ્યકરીને બાનુઓએ આ વિવેકવધારે ધ્યાનમાં રાખવાજોગછે. કાંટો મોંહની બરાબર સામો ઉભો પકડીને ખાવું, અને તેમ કરતાં હાથની કાંડી વાળી નાખવી, એ દેખાવ આંખને નઠારો લાગેછે. કાંટો મોંહતરફ માત્ર ઉંચકવો, પણ તેને સામે લાવવામાટે હાથને ગોળ વાંક આપવો જોઇએ નહીં.

પક્ષી ખાતાં તેની પાંખનાં, પગનાં, કે હરકોઈ બીજાં

હાડકાંને આંગળાં લગાડવાં નહીં, પણ તેનીઉપરનું ગોશ્ત કાપી કાહાડીને ખાવું જોઇએછે. તેઉપરનું ગોશ્ત ખાવામાટે આંગળાંવડે તે ટુંપી કાહાડવું, એ ઘણાં હલકાં માણસનું કામ ગણાયછે.

"પેસ્ટ્રી"* હંમેશાં કાંટાવડે ખાવામાં આવેછે, પણ "ફ્રુટ-ટાર્ટ" ખાતીવેળા કાંટાનીસાથે "ડૅઝર્ટ-સ્પુન"નો પણ ઉપયોગ કરવામાં આવેછે, પણ તે માત્ર "ટાર્ટ"માહેલો રસ તથા "ફ્રુટ" મોંહતરફ લઈ જવાનેજમાટે. ઠળીઆવાળો મેવો, જેવોકે બોર, લીલી દ્રાક્ષ, ઇત્યાદિ ખાઇને તેના ઠળીઆ થુંકવામાટે "ડૅઝર્ટ-સ્પુન" અથવા કાંટો હોઠોસુધી ઉંચે લઈ જઇ તેમાં તે થુંકી, રકાબીનીમાંહે તેની કોરઉપર એક બાજુએ મુકવામાં આવેછે. પણ જો ઠળીઆ મોટા કદના હોય, તો પ્રથમ તેઓને ચમચા તથા કાંટાવડે મેવામાંથી છુટા પાડીને રકાબીમાં મુકવામાં આવેછે, અને મોંહમાં લેવામાં આવતા નથી. દરેક મેવાના બાબમાં જો ઠળીઆ તેમાંથી છુટા પાડીનેપછી મેવો ખવાઇ શકાતો હોય, તો તેમ કરવાથી વધારે સારૂં લાગેછે.

મેવો ખાવામાટે રૂપાંની છરી અને કાંટા વાપરવામાં આવેછે. એક ઘણો હુશિયાર ખાનાર એક નારંગીને છરી-કાંટાવડે એવીતો સફાઇથી છોલેછે, કે એક છાંટો રસ પણ તે રદ જવા દેતો નથી. તોયે યાદ રાખવું, કે રસ રદ જાય તો ભલે, પણ તેટલામાટે વિવેકનો કશો કાયદો તોડવો જોઇતો નથી.

અગરજો એક બાનુ મેવો માગે, અને તે તૈયાર

---

* Pastry.

કરી તેણીનીઆગળ મુકવાની ફર્જ તમારે માથે આવી પડે, તો તેને આંગળાં લગાડવાનેબદલે રૂપાંની છરીકાંટાથીજ છોલીકાપીને તેણીને આપવો.

હરકોઈ વાની તે શાંની બનેલીછે, તે જાણ્યાવિના તે કદી ખાવી ન જોઇએ. અગરજો તેવિશે તમો અજાણ્યાં હોવ, તો તેવિશે જે નોકર તે તમારીપાસે લાવે, તેને પુછીને વાકેફ થવું. એમ ન કરતાં જો તમો તે લેવો પણ ખાવો નહીં, અને તે રકાબીમાં જેમનીતેમ જાય, તો તેથી વધારે નઠારૂં લાગેછે, અને તમોએ તે પસંદ ન કીધી, માટે યજમાનાને પણ કદાચ અપમાન થાયછે.

દરેક જાતની "જેલી,"* "બ્લોં-માંઝ,"† "આઇસ્ડ-પુડિંગ,"‡ ઇત્યાદિ કાંટાવડે ખાવામાં આવેછે. તેમજ હરકોઈ જાતની મિઠાઈ, કે જે કાંટાઉપર ઉપાડી શકાયએટલી કઠણ હોયછે, તે ચમચાનાંકરતાં ઘણું કરીને કાંટાવડેજ ખાવામાં આવેછે.

ખાનું ખાધાપછી પનીર§ ખાવાથી પાચનશક્તિમાં વધારો થાયછે. પનીર ખાતીવેળા તેના નાહાના કટકાઓ કરી, તે છરીવડે પાંઉના નાહાના ટુકડાઓઉપર મુકીને એવા બન્ને કટકાઓ સાથે અંગુઠા અને આંગળાંનીવચ્ચે પકડીને ખાવામાં આવેછે. પાંઉ એરીતે આંગળાંઓવચ્ચે પકડવાને અડચણ નહીં, પણ પનીર એમ પકડવામાં આવતું નથી. તેમ વળી છરીની અણીઉપર ઉપાડીને તે ખાવું, આ બંધે રીતો

* Jelly. † Blanc-mange. ‡ Iced-pudding.

§ અલબતાં, અત્રે વેલાયતી પનીરવિષે કેહેવાની મતલબછે.

ખોટી ગણાયછે. કોઇને ત્યાંની ખાનાંની મિજલસવેળા ખાનુઓ કદાચજ પનીર ખાયછે.

નાહાની ખાનાંની મિજલસમાં, અને ઘણું કરીને થોડાક અતલગનાં મિત્રોની મિજલસવેળા વાનીનાં "ડિશો" ઘણું-ખરાં "ટેબલ"ઉપર લાવી મેળવામાં આવેછે, અને તેવીવેળા ઘરધણીઆણીની છેક નજદીક બેઠેલા ગ્રહસ્થ પોતે તેણીને-બદલે તે વેતરીને પિરસ્વાની અર્જ કરેછે. એટલામાટે દરેક ગ્રહસ્થે સારીરીતે વેતરી જાણવું જોઇએછે, કેમકે ઘણી ખાનુઓ એ કંટાળાભરેલી ફર્જમાંથી છુટી થવાને આતુરમંદ હોયછે. તોયે યાદ રાખવું, કે વેતરવામાટે માગી લેવાપછી તે બરાબર ન બજાવતાં સઘળો ગડબડગોટો કરી નાખવો, એ પોતાની હાંસી કરાવવાબરાબરછે, અને એટલાજમાટે દરેક ગ્રહસ્થે વેતરી જાણવું જોઇએછે, અને તેપણ વળી સારીરીતે.

કેવીરીતે વેતરવું, તે શિખવવાનું કામ આ ચોપડીનું નથી. જેઓ સારીરીતે વેતરવા શિખવાને ચાહાતા હોય, તેઓએ સારા વેતરનારાઓને વેતરતાં દેખી, તેનેલગતી ચોપ-ડીઓમાં વાંચી, અને અનુભવથી તે શિખવું જોઇએછે.

વેતરવામાટે કદીપણ ઉભા થવું નહીં, એ ટેવ ઘણી નઠારીછે. ગમેએવા નાહાનાં કદના પુરૂષે પણ બેસીનેજ વેત-રવું જોઇએછે.

મોંહ સમારતીવેળા "ટેબલ-કલોથ" ઉપાડી લેવામાં આવતો નથી, પણ "ટેબલ"ઉપરથી માત્ર ખાનાંનેલગતી સર્વ ચીજો ઉંચકી લઇ જઇને દરેક જમનારનીસામે એક "ડેઝર્ટ-પ્લેટ"* મુકવામાં આવેછે. આ "ડેઝર્ટ-પ્લેટ"-

* Dessert-plate.

નીઉપર "આઇસ્‌-ક્રીમ"* અથવા "આઇસીસ"† ખાવા-માટે અફેકી બીજી રકાબી મુકવામાં આવેછે, અને તે રકાબીનીઉપર એક "ડૉઇલી"‡ મુકીને તેનીઉપર "ફિંગર-ગ્લાસ"§ મુકવામાં આવેછે.

સોનાની કે રૂપાંની એક ચમચી "આઇસીસ" ખાવા-માટે, અને રૂપાનો એક "ડૅઝર્ટ-સ્પુન" અને કાંટો પણ વળી "ડૅઝર્ટ-પ્લેટ"નીઉપર મુકવામાં આવેછે. જમતી-વેળા જે ત્રણ "ગ્લાસો" મુકવામાં આવ્યાં હોયછે, તે ઉંચકી જઇને તેનેબદલે બીજાં બે, એક "શૅરી"નેમાટે તથા બીજું "ક્લૅરૅટ"નેમાટે મુકવામાં આવેછે. જમનાર "ફિંગર-ગ્લાસ" પોતાની રકાબીઉપરથી ઉંચકીને તેની ડાબી બાજુએ મુકેછે, અને તેનીનિચ્ચે "ડૉયલી" મુકેછે. આ "ફિંગર-ગ્લાસ"માં સ્હેજ ગર્મ પાણી ભરેલું હોયછે, તથા તેમાહેલાં પાણીમાં કોઇ જાતનું અત્રર નાખીને ખુશબો-દાર બનાવવામાં આવેછે. આ પાણીમાં આંગળાં બોળીને તે "ટેબલ"ઉપર મુકવામાં આવેલા "નૅપકિન"વડે નુછી નાખવામાં, તથા "નૅપકિન"નો છેડો તેમાહેલાં પાણીમાં બોળીને તે મોંહઉપર ફેરવવામાં આવેછે. જોકે "ફ્રેન્ચ" લોકો આખા "યુરોપ"ની પ્રજાઓમાં વિવેકની બાબદમાં સર્વેથી સુધરેલા ગણાયછે, અને ખાનાંની બાબદમાંતો

* Ice-cream. † Ices.

‡ D'Oyl y. નાહાના ગોળ રૂમાલજેવા કપડાંનાં કટકાઓ.

§ Finger-glass. વાટકાજેવું મોટાં કદનું "ગ્લાસ." એમાં પાણી રાખવામાં આવેછે, અને જમો રેહેવાપછી તેમાં આંગળાં બોળીને સાફ કરવામાં આવેછે.

એક જાતની સત્તાજેવા ધારવામાં આવેછે, તેઓ પોતાની ખાનાંની "ટેબલ"ઉપર મુકવામાં આવતાં "ફિંગર-ગ્લાસ"-નીમાંહે કાચનાં એક નાહાનાં પ્યાલાંમાં ખાટાં લીંબુના રસ-સાથે સુમરેદું પાણી ભેળીને તે મુકેછે, કે જે આંગળાં સાફ કરવાઆગમજ પરોણાંઓ પોતાનાં મોંહઉપર લગાડેછે. જોકે આ રીત ઇંગ્રેજોની આંખમાં ઘણી ધિક્કારવાજોગ લાગેછે !

"ડેઝર્ટ-પ્લેટ"ને "આઇસ-પ્લેટ"નીનિરચે જ્યાંસુધી "આઇસ" ખવાઇ રેહે, ત્યાંસુધી રાખવામાં આવેછે, અને ત્યારપછી એક નોકર તે ઉઠાવી જાયછે. દ્રાક્ષ ખાતીવેળા અર્ધો બંધ હાથ, યાને એક હાથનો ખોબો હોઠોઆગળ લઇ જવામાં આવેછે, અને ઠળીઆ તથા છાલ તેમાં લઇને તરત રકાબીમાં નાખવામાં આવેછે, તે એવી સફાઇથી કે કશો નઠારો દેખાવ ન થાય, અને થુંકેલા ઠળીઆ તથા છાલ બીજાં કોઇની નજરે પડે નહીં. કેટલાંકો ઠળીઆ અને છાલ વાકાં વળીને રકાબીની કોરઉપર થુંકેછે, પણ આ રીત સારી ન લાગવાથી ઘણાંકો એમ કરવાનેબદલે હાથમાંજ લઇ રકાબીમાં મુકેછે. બોર, ઇત્યાદિ નાહાના મેવાના ઠળીઆ પણ એજરીતે થુંકવામાં આવેછે, અને તેઓના સાંઠા આંગળાંઓવડે તોડીને રકાબીમાં નાખવામાં આવેછે. પેર અથવા સેબફલજેવો મેવો ખાતી વખ્તે તેઓને છોલીને નાહાના કટકાઓ કરી તે મેવો ખાવાની છરી તથા કાંટાવડે ખાવામાં આવેછે.

"પીચો,"* તડબુચ, ઇત્યાદિ મેવો ખાતીવેળા કાંટાસાથે ચમચાની પણ મદદ લેવી પડેછે, કારણકે તેમાં રસ હોયછે. તેમજ મુલાઇમાં મેળવીને જો કોઇ નાહાનો મેવો ખાવામાં

* Peaches.

આવેછે, તો તેવેળા પણ મેળવવા, વગેરે કામસારૂ ચમચો વાપરવામાં આવેછે.

જ્યાંસુધી આનું ચાલેછે, ત્યાંસુધી મોંહ સમારવાની વસ્તુઓને જમનારાંઓ હાથ લગાડતાં નથી, તો જોકે તે "ટેબ્લ"ઉપર શોભાનેમાટે આગમજથી મુકેલી હોયછે.

ઘણો લાંબો વખ્ત થયો ચાલતી આવેલી રૂઢીપ્રમાણે ચોક્સ "વાઇનો" ચોક્સ વાનીઓનીસાથેજ પીવામાં આવેછે. અગરજો "લિકર"* પાવામાં આવેછે, તો તેનેમાટે નાહાના "લિકર-ગ્લાસો" એક નાહાની રૂપાંની થાળીઉપર મુકીને "આઇસીસ" ખવાઇ રહ્યાપછી તરતજ પરોણાંઓનેમાટે લાવવામાં આવેછે. જેપછી તરત "બટલર" પરોણાંઓનાં "ગ્લાસો"માં "ક્લૅરૅટ"† અથવા "શૅરી,"‡ જે તેઓ માગે તે નામેછે. મોંહ સમારતીવેળા ઘણુંકરીને "શૅરી" અથવા "ક્લૅરૅટ" પીવામાં આવેછે, અને કવચિત "પૉર્ટ"§ અથવા "મડીરા"‖ પીવાયછે, પણ "ચમપીન"¶ તેવેળા કદી પીવામાં આવતો નથી, કેમકે "ચમપીન" ખાસકરીને ખાનાંની વખ્તે પીવાનો "વાઇન"છે, અને તે તેજવેળા પીવામાં આવેછે. "શૅરી" અથવા "સૉટર્ન"** હંમેશાં સેરવા તથા માછલીસાથે પીવામાં આવેછે,

* Liqueurs (ફ્રેન્ચ), Liquors (ઈંગ્રજી).

† Claret. ‡ Sherry. § Port. ‖ Madeira.

¶ Champagne="શૅમપેન," પણ સાધારણરીતે આપણાં લોકો અને "ચમપીન" કેહેછે.

** Sauterne.

અને તે માત્ર એકજવેળા "બટલર" પરોણાંઓઆગળ ફેરવી જાયછે. અગરજો નોકરો "વાઇનિ" પુછવામાટે ફરતા ન હોય, તો ગ્રહસ્થોની ફર્જછે, કે તેઓએ તેવિષે બાનુઓની માવજત કરવી. અગરજો સેરવાનીઆગમજ કાલુ, કે સેરવાનીપછી માછલી પિરસવામાં આવેછે, તો ત્યારે "હૉક"* પરોણાંઓઆગળ માત્ર એકવેળા ફેરવી જવામાં આવેછે. કોઇવેળા "હૉક"નેબદલે "શાબ્લિ"† પણ પાવામાં આવેછે. પેહેલી વાની પિરસાવાપછી તરતજ "ચમપીન" પીવામાં આવેછે, અને એરીતે છેક આખું ખાનું ખલાસ થાય, અને મોંહ સમારવાનું શુરૂ થાય, ત્યાંસુધી "ચમપીન"જ પીવામાં આવેછે. આખું ખાનું ખવાઇ રેહે, તેટલા વખતસુધીમાં ત્રણથી ચારવાર પરોણાંઓને "ચમપીન"-વિષે પુછી જવામાં આવેછે.

"હૉક" અને "કલૅરૅટ" "રોસ્ટ" કીધેલાં ગોશ્તસાથે; "પન્ચ"‡ કાચબાસાથે; "પૉર્ટ" હરણનાં ગોશ્ત અથવા પનીરસાથે; "પૉર્ટ" અથવા "બરગન્ડિ"§ કોઇપણ જાતનાં શેકાર કીધેલાં પક્ષીસાથે પીવામાં આવેછે. કેટલાક "વાઇનો" મુખ્યકરીને "રૅડ-વાઇનો"|| ગમેતે મોસમમાં પીવામાં આવેછે, તોયે તેઓને થંડા કરવામાં આવતા નથી. "કલૅરૅટ" અને "બરગન્ડિ" હંમેશાં

* Hock. † Chablis. ‡ Punch.

§ Burgundy.
ઘણુંકરીને ઇંગ્રેજી દારૂનાં નામો, જે જગ્યાએ તેઓને બનાવ્યામાં આવેછે, તેઉપરથી રાખવામાં આવેછે.

|| Red-wines.

જરાક ગર્મ કરવા જોઇએછે. નિયમતરીકે ઘણાં ઉમદા "વાઇનો" બિલકુલ થંડા કરવા ન જોઇએ.

"વાઇન" કે પાણીની એક બાટલી યા "ડીકાન્ટર"-નીઆસપાસ ભિનાં પાણીનું કપડું વિંટાળીને તે હવાવાળી જગ્યાએ મુકી છાંડવાથી તે જલદીથી થંડું થશે. હાલ થોડુંક થયું એક સારી યુકિતવાળું "વાઇન-જગ"* શોધી કાહાડવામાં આવ્યુંછે. આ વાસણની બહારની બાજુએ બર્ફનાં ટુકડાઓ રહી શકેએવું ખાલી પડ બનાવેલું હોયછે, જેમાં બર્ફ ભરી રાખવાથી વાસણમાંહેલો "વાઇન" બર્ફસાથે ભેળાવાવિના થંડો થાયછે. "ચમપીન," "કલૅરૅટ," અથવા બીજા ઉભાતા "વાઇનો"નેમાટે એવી જાતનું વાસણ યાને "જગ" વધારે પસંદ કરવાજોગ ધારવામાં આવેછે.

બર્ફનું વાસણ, કે જેમાં બરફનીસાથેજ "વાઇન" નાખીને તે થંડો કરવામાં આવેછે, તેને "આઇસ-પેલ"† કરી કેહેછે. એવાં "આઇસ-પેલ"માં "વાઇન" થંડો કરવાનેબદલે કેટલાક યજમાનોએ બર્ફના સ્વચ્છ ટુકડાઓ "ટેબલ"ઉપર લાવવાની નવી રીત હાલ થોડાંક વર્ષો થયાં દાખલ કીધીછે. બર્ફના નાહાના ટુકડાઓ કરી, તેઓને "ગ્લાસ"માં નાખી, તેમાંજ "વાઇન" નામવામાં આવેછે. જોકે આપણાં લોકોમાંતો આ રીત ઘણી સાધારણ છે. તોપે તેમ કરવાથી "વાઇન" નબળો થઇ જાયછે, તથા વળી તેની ખુશબો ઓછી થાયછે. જેઓને "વાઇન"માં પાણી ભેળીને

* Wine-jug. "વાઇનો" થંડા કરવામાટે વપરાતું વાસણ.

† Ice-pail

પીવાની ટેવ હોયછે (અને તે ઘણાંકોને હોયછે), તેઓને એવીરીતે બર્ફમાં નામેલો "વાઇન" ઠીક પડેછે, પણ તેટલા-માટે એક યજમાને તેમ પીવામાટે પોતાનાં પરોણાંઓને ફર્જ પાડવી, એ આડીરીતે પોતાનો દારૂ બંચાવવાની યુક્તિ કરવાબરાબરછે. બર્ફમાં "વાઇન"ની બાટલી મુકીને તે થંડી કરવી વધારે સારૂંછે.

"વાઇન"ને "ડીકાન્ટર"માં ભરતીવેળા ઘણી સંભાળ લેવાની અગત્યછે, કે જેથી તેમ કરતાં તે ઘણો હાલે નહીં, કે તેમાં બુચનાં કટકાઓ પડે નહીં. ઉંચા અને કિંમતી "ફ્રેન્ચ વાઇનો" ખાનાંની "ટેબલ"ઉપર તેનીઅસલ બાટલી-માંજ ટોપલીમાં મુકીને લાવવામાં આવેછે, કેમકે "ડીકાન્ટર"-માં નામતાં તેઓની ખુશબો ઓછી થાયછે.

દરેક જાતનો "વાઇન" પીવામાટે જુદીજુદી જાતનાં "ગ્લાસો" વપરાયછે. "સ્પાર્કલિંગ-વાઇનો"નેમાટે* ઘણાં પોહોળાં અને છાલકાં "ગ્લાસો;" "કલૅરૅટ" અને "બર-ગન્ડિ"નેમાટે મોટાં અને પ્યાલાંરોકાં "ગ્લાસો;" "શૅરી" અને "મડીરા"નેમાટે સાધારણ "વાઇન-ગ્લાસો;" "હૉક"નેમાટે લીલાં રંગનાં "ગ્લાસો;" તથા "પૉર્ટ"-નેમાટે લગાર મોટાં અને ઘંટના આકારનાં "ગ્લાસો" વાપરવામાં આવેછે.

"વાઇનો"વિષે જણાવતાં એટલું ચેતાવવાની અગ-

---

* Sparkling-wines. "સોડા-વૉટર"ને "ટમ્બલર"માં નામ-વાપછી ઝીણાંઝીણાં દાણાઓજેવા ઉપર ચઢતા જણાયછે, તેવાજ દાણાઓ જે "વાઈનો"ને "ટમ્બલર"માં નામવાપછી તેઓમાં જણાયછે, તેઓને "સ્પાર્કલિંગ-વાઈનો" કરી કેહેછે.

ત્યછે, કે "**પૉર્ટ-વાઈન**" કે "**શૅરી-વાઈન**" કરી કદી બોલવામાં આવતું નથી, એમ બોલવું ઘણું હલકું ગણાયછે. "ઇંગ્લાંડ"માં સઘળાં ઉંચાં કુળનાં અને વિવેકી લોકો માત્ર "**પૉર્ટ**" કે "**શૅરી**" કરીનેજ બોલેછે. તેમ વળી બીજા હાથઉપર કોઇપણ ઉંચાં કુળનો "ફ્રેન્ચ" ગ્રહસ્થ કે બાનુ "**ચમપીન-વાઈન,**" "**શૅરી-વાઈન,**" કે "**પૉર્ટ-વાઈન**"વગર બીજું કાંઇ બોલતાં નથી. એઉપરથી જણાયછે, કે ઘણીક બાબદોમાં ઇંગ્રેજોથી "ફ્રેન્ચ" લોકોનો વિવેક જુદો પડછે, અને જે એક દેશમાં વિવેક ગણાયછે, તે બીજા દેશમાં અવિવેકતરીકે ગણાયછે.

હંમેશાં જમીને "વાઇન" પીવાઆગમજ તમારા હોઠો લુછવાની અગત્યછે, કે જેથી "ગ્લાસ" ચિકણું થાય નહીં.

ખાનાંની "ટેબ્લ"ઉપર બેસવાપછી "વાઇન"નું સર્વેથી પેહેલું "ગ્લાસ" પીતીવેળા દરેક ગ્રહસ્થે ઘરધણીઆણીને નમવું જોઇએછે.

તમારા જજમાનને તમારીસાથે "વાઇન" પીવાની અર્જ તમારે કરવી ન જોઇએ, કેમકે તેમ પુછવાનો હક જજમાનતરીકે તેનો પોતાનોછે, અને નહીંકે મેહેમાનતરીકે તમારો.

અગરજો ખાનાંની "ટેબ્લ"ઉપર સલામતી ચાહાવાની ફર્જ તમારે માથે આવી પડ, તો તે જેમ બનેએમ ટુંકાંમાંજ ચાહાવી. મિત્રોની બનેલી એવી મિજલસમાંથી સલામતી ચાહાવાનો રવેયો હાલ ઘણેક ઠેકાણેથી નિકળી ગયોછે.

જમતીવેળા મોટે સાદે વાતો કરવી, કે હાથના ચાળાઓ કરવા, એ ઘણું અવિવેકી ગણાયછે. એક "ગ્લાસ" આંચકો મારીને ઉંધું વાળવું, કે ભાંજી નાખવું, અથવા

સર્વેથીનજદીકનાં પડોસીનાં પોશાકઉપર "સૉસ," કે હરકોઈ બીજી પ્રવાહી ઢોળવી, એનાંકરતાં વધુ બેઅદબીભર્યું બીજું થોડુંજ હશે. વળી મોંહમાં કોળીઓ ભરીને વાત કરવાની કોશીશ કરવી, એપણ વિવેકના ધારાથીઉલટું ગણાયછે, અગરજો કમનસીબે તમારે હાથે કાંઈ ઉંધું વળી જાય, કે ભાંગી જાય, તો તેવિષે માફ માગવા પડી જવું નહીં. તમોએ તમારાં મોંહઉપર તેબાબે દિલગીરી બતલાવવી, પણ તેવિષે મોહોડેથી બોલીને ઇસારો કરવો, એ હલકાં ધણીનું કામછે.

મોંહ સમારવાનીવેળા નોકરો ઓરડો છોડી જાયછે, પણ તેમ કરવાઆગમજ "બટલર" "કલૅરૅટ-જગ" તથા "શૅરી"ની બે "ડીકાન્ટરો" ઘરધણીનીસામે મુકી જાયછે, કે જે ઘરધણી પોતાની છેક નજદીક બેઠેલા ગ્રહસ્થને આપેછે, અને તેનીઆગળથી પછી બીજા દરેક ગ્રહસ્થઆગળ તે લઈ જવામાં આવેછે. ગ્રહસ્થોને ગમેતો તેમાંથી લેછે, તેમ કરવા-માટે તેઓને ઘરધણી બેહિંમ્ર કરતો નથી, તેતો માત્ર ફેરવી જાયછે.

મોસમપ્રમાણે જુદીજુદી જાતના "વાઇનો" પીવામાં આવેછે. હરકોઈ જાતનો દારૂ પાવામાં આવે, તે ઘણો ઉંચી જાતનો હોવો જોઇએછે.

અગરજો કોઈતમોને "વાઇન" પીવાની અર્જ કરે, તો અર્જ કરનાર જે જાતનો "વાઇન" પીએ, તેજ જાતનો "વાઇન" તમોએ પણ પીવાથી વધારે સારૂં લાગેછે. અગરજો કોઈ બાનુને તમારીસાથે "વાઇન" પીવાની તમો અર્જ કરો, તો તેણી શું પીશે, તવિષે તેણીની મરજી પુછીને તેણી જે પીએ, તેજ તમારે પણ પીવો જોઇએછે, પણ

કદાચિત જો તે "વાઇન" તમોને સદતો ન હોય, કે તે પીવામાટે કાંઈ બીજી અડચણ હોય, તો તેબાએ તેણીની રજા પ્રથમ પુછીને પછી બીજો કોઈ "વાઇન" પીવો હોય, તો પીવો જોઇએછે.

તમો બિલકુલ દારૂ ન પીતા હોવ, તો તેશિવાય બીજાં કોઇપણ કારણનેમાટે, જો કોઈ તમોને સાથે "વાઇન" પીવાની અર્જ કરે, તો ના પાડતા માં. અગરજો સામા ધણીની અર્જ કબુલ કરો, તો તમારાં "ગલાસ"માં માત્ર થોડો બીજો "વાઇન" નામીને જે ધણીએ તમોને અર્જ કીધી હોય, તેનીતરફ જોઇને લગાર નમવું, અને તમારાં "ગલાસ"માંથી જરા દારૂ પીવો.

ખાનાંનીવેળા કે મોંહ સમારતીવેળા એક ગ્રહસ્થ બીજા ગ્રહસ્થને પોતાનીસાથે "વાઇન" પીવાની ઑહિંસ કરતો નથી. મોંહ સમારતીવેળા બાનુઓ ઘણું કરીને અકેકુંજ "ગલાસ"-ભરી "વાઇન" પીએછે, અને પછવાડેથી જે "ડીકાન્ટરો" ફેરવી જવામાં આવેછે, તે મુખ્યકરીને ગ્રહસ્થોનેમાટેજ હોયછે. જોકે "બટલર" વારંવાર આવીને "વાઇન"નેમાટે બાનુઓને પુછી જાયછે, તોયે તેણીઓ તે લેતી નથી. પણ જો કોઈ બાનુને બીજો "વાઇન" જોઇએછે, તો તેણીની-પાસે બેઠેલો ગ્રહસ્થ તે તેણીનેમાટે ભરેછે, પણ તેણી પોતે બીજીવાર "વાઇન" લઈ શકતી નથી.

દારૂ પીતીવેળા હંમેશાં "ગ્લાસ"ને તેની દાંડીમાંથી પકડવું જોઇએ, અને નહીંકે તેના ઉપલા ભાગમાંથી; તેમ વળી તેને છેક નાકઉપર ઉંચું વાળીને દારૂ પીવો નહીં. "ગ્લાસ"ને હોઠોનીનજદીક લાવી તે જરાસરખું વાકું વાળવું.

જમતીવેળા રકાબીને એક છેડાઉપર ટેકાવીને બીજે છેડેથી ઉંચકવી, એ ખોટું ગણાયછે. ખાતીવેળા એકદમ વાંકાં વળી જવું નહીં; કોપરિયાં "ટેબલ "ઉપર પોહોળાં કરીને બેસવું નહીં; અથવા કાંટાચમચા ખખડાવવા નહીં. "ટેબલ"-ઉપરનું સઘળું કામ ધીરેથી અને ચુપરીતે કરવું જોઇએછે. પોતાની ખુરશીની એક બાજુએ, કિંવા પડોસીની ખુરશીની પિઠઉપર અરડાઇને બેસવું, કે બગાસાં ખાવાં, એ અવિવેક-પણાંની ખરી નિશાનીઓછે. બનતાંસુધી જમવાની "ટેબલ"-ઉપર ટટાર બેસવું જોઇએ, પણ તેમ વળી છેક ખડાનાંખડા લાઢાનાં એક હાથાનીપેઠે પણ બેસવું ન જોઇએ !

એક વાની જો તમોને ઘણી પસંદ પડતી હોય, તો તે "સારીછે" એમ કેહેવાને કશી અડચણ નથી, પણ યાદ રાખવું, કે માણસ માણસના શોખમાં ફેર હોયછે; એક વાની જે તમોને ગમતી હોય, તે બીજાને અણગમતી હોયછે, અને તમારી વખાણનેલીધે તે ખાવાની બીજાંઓને ફર્જ પડેછે. અગરજો એક વાની તમોને નાપસંદ હોય, તો તેની રકાબી જ્યારે નોકર તમારીપાસે લાવે, ત્યારે તે લેવી નહીં, પણ તેવિષે કશી ટીકા કરવાથી પરહેજ રેહેવું. તમોને તે શામાટે નથી ગમતી, ઇત્યાદિ ખોલાસો કરવા બેસવું એ કાંઇજ નહીં, પણ તમારા યજમાન અને યજમાનાને અપમાન કરવાબરાબરછે. જેણે તમોને માન આપીને નોતર્યા, તેનેજ ત્યાં બેસીને તેનેલગતી કોઇ પણ વસ્તુઉપર ટીકા કરવી, એ ઘણાં અવિવેકી ધણીનું કામછે.

અગરજો એક વાની ખાવાને તમોને અડચણ હોય, તો લેતાંજ ના, એટલે તેવિષે કોઇ તમોને કશો પ્રશ્ન પુછશે નહીં.

પણ તે તમોને "હજમ થશે નહીં," અથવા તે ખાવાને તમોને "ધાસ્તી લાગેછે," કે તે ખાવાથી તમોને "અજીર્ણ થઇને ઝાડા થશે," ઇત્યાદિ તમારાં એવાં કારણો બર"ટેબલ"ઉપર જણાવવાની કશી અગત્ય નથી. એક ખાનાંની "ટેબલ"-ઉપર બેસીને અજીર્ણ, હધામણ, કે એવીજ હાજરીનેલગતી કોઇ બિમારીવિષે શબ્દો ઓચરવા, અને તેથી બીજાં જમ-નારાંઓનાં મનમાં સુગ ઉત્પન્ન કરવી, એ ઘણું અવિવેકી અને અસભ્યતાભર્યુંછે. એવા શબ્દો સાંભળવાને તમારો વૈદ, કે તમારી તંદરોસ્તીવિષે ખાનગીરીતે ખબર કાહાડ-નારાં તમારાં મિત્રોજ લાયકછે.

કેટલાક યજમાનો પોતાનાં પરોણાંઓને બિરસ્તીવેળા દરેક વાનીની તારીફ કર્યા જાયછે, અને તેના ઉંચા ગુણોવિષે એક નાહાનીજેવી પ્રસ્તાવના બોલી જાયછે! તેમજ વળી દરેક "વાઇન"ની બાટલી, જે "ટેબલ"ઉપર આવે, તે દરેકવિષે કાંઇને કાંઇ બોલેછે, જેમકે "એતો મારા બપાવાના વખ્તનોછે," કે "ફલાણો રાજા એ પીતો હતો," કે કોઇ મોટી પદવીની બાનુનું નામ દઇને કેહેશે, કે "ફલાણી બાઇને એ એટલોતો પસંદછે, કે મારે ત્યાં આવેછે, ત્યારે વારંવાર એજ પીએછે," ઇત્યાદિ યજમાનની પોતાની તરફનાં બાંકાં ઘણાં નાપસંદ કરવાજોગછે. વળી તેથીઉલટું કેટલાક યજમાનો દરેક બાબદમાં દિલગીરીજ બતાવ્યા કરેછે, અને જોકે ઘણાં ઉંચા પ્રકારનું ખાનું કે "વાઇન" હોયછે, તોયે પરોણાં-ઓનેલાયકનું તે નથી, એમ વારંવાર જણાવ્યા કરેછે, તે પણ ઉપલાંનાંજેટલુંજ નાપસંદ કરવાજોગ ગણાયછે.

અગરજો ગોશ્ત, માછલી, ઇત્યાદિ કાંઇ રાંધવામાં લગાર

કાચું રહી ગયું હોય, કે લગાર બળી ગયું હોય, તો તે ખાવું નહીં, અને જો તેવિષે પુછવામાં આવે, તો તમો કોઈ ચોક્સ બીજી વાની વધારે પસંદ કરોછો, અને તે વધુ ખાવાનાછો, એમ માત્ર જણાવજો. તમારા યજમાનને કદીપણ કેહેતા ના, કે "તમારા બાવરચીએ તે ખાવાલાયક રાંધી નથી." એનાં-કરતાં વધુ તોછડાઈભર્યું બીજું થોડુંજ હશે.

એક બાનુની, કે એક ઘણા વૃદ્ધ વયના પુરૂષનીપાસે બેઠેલા ગ્રહસ્થની ફરજછે, કે તેઓની ખાવાપીવાની સઘળી હાજતોઉપર ધ્યાન આપવું, એટલુંજ નહીં, પણ જો તે વાજબી ધારે, તો તેઓને પસંદ આવેએવી વસ્તુઓવિષે તેઓને વારંવાર પુછયા કરવું.

નોકરસોડે કાંઈપણ માગતીવેળા તેને નમ્રતાથી ધીમે સાદે કેહેવું, અને તે નોકરછે, માટે ભપકાથી હુકમ કરવો જોઈતો નથી. એવીરીતે હુકમ કરવાથી તમારીઆસપાસનાં સારાં માણસો એમ સમજશે, કે તમો પોતે પણ એકવાર નોકરજ હશો, અને તે છુપાવવાસારૂ ભપકો કરી ખોટા દમામનું ડોળ ઘાલતા હશો. નામાંકિત લૉર્ડ ચૅસ્ટરફીલ્ડ જણાવી ગયોછે, કે **"જો હું એક નોકરને અપમાનભરેલી અને કરડીરીતે એક 'ગ્લાસ'ભરી 'વાઈન' લાવવા ફરમાઉં, અને તે હુકમ બજાવતાં જો તે મારાં શરીરઉપર થોડો દારૂ છલકાવવાની કે ઢોળી નાખવાની બેઅદબી કરે, તો હું તેનો થોડોજ વાંક તેમાં કાહાડું, કારણકે એવી વર્તણૂકને હું લાયકછું."**

ખાધાનો હાવરો બતલાવવો, કે ખાવાની કોઈ બાબદમાં ધચુપચુ મન દેખાડવું, એ હલકાંપણાંની નિશાનીછે.

જ્યાંસુધી સઘળાં પરોણાંઓ જમી ન રેહે, ત્યાંસુધી યજમાનોએ પોતાનીસામેની રકાબી કદીપણ મોકલી દેવી ન જોઇએ, તથા વળી જાણે પોતે જમી રહી હોયએમ બતલાવવું પણ ન જોઇએ, કેમકે તેમ કરવાથી ધીરે જમનાર મેહેમાનો, રખે તેણી ખોટી રહે, એવા વિચારથી શર્માઇને પોતાનું જમવાનું અધુરૂં મુકેછે.

હંમેશાં ખાનાંની મિજલસમાં બનેએટલો સફાઇદાર પોશાક પેહેરીને જવું જોઇએછે. ઘણાં કિંમતી લુગડાં ન હોય, તો ફિકર નહીં, પણ જે પેહેર્યાં હોય, તે અતિ ઘણાં સફાઇદાર હોવાં જોઇએછે. એવી વખ્તે હાથ તથા આંગળાંનાં નખની મુખ્ય સંભાળ લેવી જોઇએછે. ગલીચ હાથે એક ખાનાંની મિજલસમાં બિરાજવું, એ કાંઇજ નહીં પણ ત્યાં હાજર થયેલી સર્વે બાનુઓને અપમાન કરવાબરાબરછે.

"બટલર"નાં એકવાર "વાઇન" ફેરવી જવાપછી, અથવા નોકરોએ ખાનાંનો ઓરડો છોડી જવાપછી દશ "મિનિટ" રહીને ઘરધણીનીપાસે બેઠેલી સર્વેથી ઉંચી પદવીવાળી બાનુને ઘરધણીઆણી નમેછે, એટલે સર્વે બાનુઓ જમવાનો ઓરડો છોડી જાયછે. ઘરધણીઆણી પ્રથમ પોતાની જગ્યાઉપરથી ઉઠેછે, અને તેણીને તેમ કરતાં જોઇને બીજી સઘળી બાનુઓ પણ ઉઠેછે. મોંહ સમારી રેહેવાપછી બાનુઓ પોતાનાં હાથનાં મોજાં પાછાં પેહેરવા માડેછે, કે જેથી ઉઠવાનો વખ્ત થાય, ત્યારે તેઓ મોજાં પેહેરીને તૈયાર થયલી હોય. ઉઠતીવેળા તેણીઓ પોતાનો "નૅપકિન" જે આગમજથી જમવાની "ટેબલ"ઉપર મુકવામાં આવ્યો હોયછે, તેની પાછી ઘડી વાળીને મુકવાનેબદલે તેમજ ઉખડેલો

જે ખુરશીઉપરથી પોતે ઉઠી હોયછે, તેઉપર નાખેછે, અથવા પોતાની રકાબીનીપાસે મુકેછે. ગ્રહસ્થો પણ તેજપ્રમાણે કરેછે. આવેળા ગ્રહસ્થો પણ પોતાની બેઠકઉપરથી ઉઠી ઉભા થાયછે, અને જ્યાંસુધી બાનુઓ ઓરડા છોડી જાયછે, ત્યાંસુધી પોતાની ખુરશીપાસે ઉભા રેહેછે. બાનુઓ જેવીરીતે આવી હોયછે, તેવીજરીતે પાછી એકબીજીનીપછવાડે ઓરડા છોડી જાયછે. અલબતાં, સર્વેથી ઉંચે દરજ્જેની સર્વેથી પેહેલી, અને ઘરધણીઆણી સર્વેથી છેલ્લી જાયછે.

જે ગ્રહસ્થ બારણાંની સર્વેથી નજદીક બેઠેલો હોયછે, તે બાનુઓને પસાર થવામાટે બારણું ઓાળીને ઉભો રેહેછે, અને તેણીઓનાં જવાપછી તે પાછું બંધ કરેછે.

બાનુઓનાં ઓરડા છોડી જવાપછી સઘળા ગ્રહસ્થ-પરોણાંઓ ઘરધણીની જેમ બનેએમ નજદીકમાં જઈ બેસેછે, કે જેથી જે સાધારણ વાતચિત ચાલે, તેમાં સર્વેને ભાગ લેવાને બની શકે.

બાનુઓ જમવાનો ઓરડો છોડી ગયાપછી પાધરી દિવાનખાનાંમાં જાયછે, અને ત્યાં તરતજ તેણીઓનેમાટે કાફી લાવવામાં આવેછે. માત્ર પ્યાલાંઓમાં કાફી નામીને તે રૂપાંની થાળીઉપર મુકી ત્યાં લાવ્યામાં આવેછે. તેમાં દુધ તથા ખાંડ નાખવામાં આવતાં નથી, પણ તેનાં વાસણો જુદાં તેજ રૂપાંની થાળીઉપર મુકીને લાવવામાં આવેછે, જેમાંથી દરેક બાનુ પોતાની મરજીપ્રમાણે થોડુંઘણું લેછે. ત્યારપછી કાફી જમવાના ઓરડામાં ગ્રહસ્થોનેમાટે લઈ જવામાં આવેછે, અને જેવીરીતે બાનુઓને તે આપવામાં આવેછે, તેવીજરીતે તેઓને પણ આપવામાં આવેછે.

"ઇંગ્લાંડ"શિવાય બીજા દેશોમાં બાનુઓ જમવાનો ઓરડો છોડી જાય તેનીઆગમજ ત્યાંજ સર્વેનેમાટે કાફી લાવવાનો રવૈયોછે, અને તે ઘણાં જણાંઓ વધારે પસંદ કરેછે. એમ કરવાથી બાનુઓએ ઉઠી જવાની, અને ગ્રહસ્થોએ જમવાના ઓરડામાં બેસીને "વાઇન" પીયા કરવાની ચાલનો અટકાવ થાયછે, કે જે અટકાવ હાલનાં ઘણાંક સુધરેલાં લોકો પસંદ કરેછે. એકબીજાસાથે બેસીને દારૂ ઢીંચ્યા કરવાની, અને એકબીજાની સલામતીઓ ઉઠાવ્યા કરવાની નાપસંદ રીત ધીમેધીમે બિલકુલ નિકળી ગઇછે. બાનુઓએ ખાનાંવાળો ઓરડો છોડી જવાપછી જમવાના ઓરડામાં બેસી રહેવું, એ ઘરધણીઆણી અને બીજી સુંદરીઓને એક જાતનું અપમાન કરવાજેવું હમણાં ગણવામાં આવેછે. વળી દારૂ પીને પાછાં ફરતાં ભારેભાર દારૂથી લહુજી થયેલા, અને રાતા મધરાજેવા ચેહેરાસાથના, તથા ઠેકાણાંવગરનાં મિજાં-વાળા થઇને બાનુઓની સનમુખ જવું, એ વધારે નાપસંદ કરવાજોગછે. એક વિવેકી ગ્રહસ્થ જોકે દારૂ પીએછે, તોયે હંમેશાં મધ્યમસર તે પીએછે. માત્ર ગ્રહસ્થ મિત્રોની એક મિજલસમાં એક ગ્રહસ્થ ગમેએટલો દારૂ પીએ, તો તેમાં ઝાઝું વાંધાભર્યું નથી, તોયે તેનીવેળા પણ હદથી જયાદા દારૂ પી છાકટા થવું, એ ગ્રહસ્થપણાંનું લક્ષણ નથી.

કાફી પીવાપછી ગ્રહસ્થો દિવાનખાનાંમાં બાનુઓને જઇ મળેછે. ઇંગ્રેજોમાં સાધારણરીતે "વાઇન" પીવાઇ રહ્યાપછી ઘરધણી ઉંચી જાતની "સિગારેટ"* હાજર કરેછે, જેમાંથી

* Cigarettes. પાતળાં, ઝીણાં કાગજમાં થોડોક ખુશબોદાર તંબાકુ મુકીને તેની બનાવેલી બિડીઓ.

દરેક ગ્રહસ્થ અકેકી લઈ સળગાવીને પીએછે, અને ત્યારપછી દિવાનખાનાંમાં બાનુઓપાસે જાયછે. જતીવેળા સર્વેથી ઉંચી પદવીનો ગ્રહસ્થ સર્વેથી પેહેલાં જમવાનો ઓરડો છોડી જાયછે, અને તેનીપછવાડે બીજાઓ પોતપોતાની પદવીપ્રમાણે જાયછે. દિવાનખાનાંમાં બાનુઓઆગળ જવામાટે ઘરધણી ગ્રહસ્થ પરોણાઓને અર્જ કરતો નથી, પણ જો તેઓજ ત્યાં જવાને કોઈરીતે પોતાનીતરફથી નિશાનીઓ જાહેર કરે, પોતાનાં ઘડિઆલો કાહાડીને વખ્ત જોયા કરે, અથવા ઉંઘણસીજેવા દેખાય, તો પછી ત્યાં જવામાટે અર્જ કરવામાં આવેછે. તોયે તેમ અર્જ કરવી કે ન કરવી, તેવિષે કશો ચોક્સ કાયદો નથી. હમણાંની રીતપ્રમાણે ગ્રહસ્થો પંદરથી વીસ "મિનિટ"કરતાં વધુ વખ્ત જમવાના ઓરડામાં "વાઇન" પીવા બેસી રેહેતા નથી. આગળ પોણાંથી એક કલાકસુધી ત્યાં બેસી રેહેવામાં આવતું હતું, પણ હાલનો પંદરથી વીસ "મિનિટ"જ બેસવાનો રિવાજ ઘણીખરી ઘરધણીઆણીઓ પસંદ કરેછે. રાત્રે ઘણું મોડેથી જમવાપછી કાફી પીવાનો ચાલ અવગુણ-કારક ગણાયછે, કારણકે તેનો જાગૃત રાખવાનો ગુણ ઉંઘ-વામાં ખલલ કરેછે, અને તેથી ઉંઘ ઉડી જાયછે.

"યુરોપ"ખંડનાં બીજા દેશોમાં જમી રહ્યાપછી એકલી બાનુઓજ દિવાનખાનાંમાં પાછી ફરતી નથી, પણ તેણીઓનીસાથેજ ગ્રહસ્થો પણ ત્યાં તરત જાયછે.

અગરજો મંડળીના ગ્રહસ્થોનો સ્વભાવ એકબીજાને અનુકૂલ આવતો નથી, તો સર્વેથી ઉંચી પદવીનો ગ્રહસ્થ આસરે પા કલાકપછી દિવાનખાનાંમાં જવાની ભલામણ કરેછે. પણ જો તે પોતે એકલોજ કંટાળેલો હોયછે,

અને બીજા ગ્રહસ્થો જે કોઈ બાબદઉપર વાદવિવાદ ચલાવતા હોયછે, તેમાં પોતે ભાગ લેવાને નાખુશ હોયછે, તો પોતે બીજાઓની ગેરમેહેરબાની પોતાઉપર ખેંચી લેવાનેબદલે તે પોતેજ એકલો ત્યાં જવાની મરજી જાહેર કરી ત્યાંથી જાયછે, અને બીજાઓ પછી પોતાની મરજી પડે, ત્યારે પછવાડેથી આવેછે. પણ એમ કરવું ઠીક લાગતું નથી. જો તે પોતે ઘરધણીસાથે ઘણી અતલગની મિત્રાઇ ધરાવતો હોયછે, અથવા બીજા ગ્રહસ્થોતરફ લગાર બેદરકાર હોયછે, તોજ આપ્રમાણે કરેછે, નહીંતો ઘણાખરા ગ્રહસ્થોનીસાથેજ તે ઉઠેછે; અને તે સર્વેથી આગળ તથા ઘરધણી સર્વેથી પાછળ એપ્રમાણે ચાલેછે.

જમવાનો ઓરડો છોડી જવાઆગમજ ઘરધણી ઘંટ વગાડીને નોકરને દિવાનખાનાંમાં ચા લાવવાનો હુકમ કરતો જાયછે, કે જે ગ્રહસ્થોનાં ત્યાં જઈ પુગવાપછી તરત લાવ્યામાં આવેછે.

ગ્રહસ્થોના દિવાનખાનાંમાં ગયાપછી પરોણાંઓ એકબીજાંસાથે વાતે વળગેછે, અથવા તેઓમાંથી કોઈ કાંઈ વગાડેછે અથવા ગાયછે, અથવા કોઇકોઇ ઠેકાણે પાનાં રમવામાં આવેછે. પણ એક મોટી અને એકબીજાંસાથે થોડી ઓળખાણવાળાં પરોણાંઓથી બનેલી મિજલસમાં ઘર જવાઆગમજ જે અર્ધો કલાક દિવાનખાનાંમાં પસાર કરવામાં આવેછે, તેવેળા વગાડવામાં, કે પાનાં રમવામાં આવતાં નથી. જમી રહ્યાપછી અર્ધાથી પોણો કલાકસુધી પરોણાંઓ દિવાનખાનાંમાં થોભેછે, જેપછી સર્વે ઘર જાયછે.

પરોણાંઓએ કેવે અનુક્રમે ઘર જવા નિકળવું, તેવિષે કશો

ચોક્સ ધારો નથી. મોડામાંમોડું સાડાદશ વાગતાસુધી પરો-
ણાંઓ યજમાનને ત્યાં રેહેછે, જે વખ્તનીવચ્ચે ઘરનો "બટ-
લર" જેઓની ગાડી આવી હોયછે, તેઓનાં નામો પોકારેછે.
પણ જો તે આગમજ પોતાની ગાડી આવીછે કે નહીં, તે
જાણવાને કોઈ બાનું ઇચ્છેછે, તો તેમ કરવાઆગમજ તેણી
ઘરધણીઆણીની રજા પુછેછે, અને ત્યારપછી નોકરને ઘંટ
વગાડીને બોલાવી તેનીમારફતે ખબર કાહાડવામાં આવેછે.
એવીજરીતે જો ભાડની ગાડી જોઇતી હોયછે, તો તેવિષે
હુકમ કરવામાટે એક બાનુ ઘરધણીઆણીને અર્જ કરેછે.

પરોણાંઓનાં જતીવેળા ઘરધણીઆણી પોતાની જગ્યા-
એથી ઉઠીને દરેક જણસાથે "શેક-હાંડ" કરેછે, અને દરેક
પરોણાંની પણ ફર્જછે, કે ઘરધણીઆણીને સલામઅકરામ
કરી મળીને જવું. તેમ કરવાને ભુલી જવું, એ ઘણાં અવિ-
વેકી માણસનું કામ ગણાયછે. એકબીજાંને ઓળખતાં પરો-
ણાંઓએ ઘર જતીવેળા એકબીજાંને રીતસર સલામઅકરામ
કરવાનો ચાલ નથી, પણ જો તેઓ જતીવેળા એકબીજાંનીપાસે
બેઠેલાં હોય, તો "શેક-હાંડ" કરેછે, કેમકે આગળ જણાવ્યા-
પ્રમાણે વિવેકના કાયદાકરતાં મિત્રાઇ વધારે દાવો ધરાવેછે.
અગરજો દિવાનખાનું છોડી જતીવેળા ઓળખીતાંઓ એક-
બીજાંનીપાસેથી પસાર થતાં સલામઅકરામ કરતાં જાય, તો
તેમાં કશું ખોટું નથી, પણ તેમ કરવામાટે ખામોખા આખા
ઓરડામાં સેહેલ કરવા નિકળવું, એ ઘણું અભિમાનીભરેલું
અને ખોટુંછે.

ઘર જતીવેળા ઘરધણી મુખ્ય બાનુઓને તેણીઓની
ગાડીસુધી પોહોંચાડવા જાયછે. તેવેળા બાનુઓ જભભાઓ

રાખવાના ઓરડામાંથી પોતાના જભભાઓ સ્વાધીન લેછે, તેટલો વખ્ત ઘરધણી દિવાનખાનાંની બહાર બીજા નાહાનાં દિવાનખાનાંમાં થોભેછે. અગરજો ઘરધણી કોઈ બાનુને તેણીની ગાડીસુધી પોહોંચાડવામાં રોકાયલો હોયછે, તો ઘરધણી અથવા ઘરધણીઆણીનો કોઈ સગો, અથવા કુટુંબનો કોઈ જાનીમિત્ર કોઈ બીજી બાનુને તેણીની ગાડીસુધી પોહોંચાડવાની અર્જ કરી શકેછે.

ખાનાંનીવેળા બનતાંસુધી પુરતા નોકરોની ઘણી અગત્યછે. દર બે પરોણાંએ અકેકો નોકર હોય, તો સારૂં પણ તેમ નહીંતો દર ત્રણે તો અકેકની જરૂરજછે. નોકરો સારીરીતે કેળવાયલા, થોડું બોલનારા, આજ્ઞાધીન, પુરતા અને સોજા પોશાક પેહેરેલા, અને ખોટું ડોળ ન ઘાલનારા હોવા જોઇએ. એક સારો નોકર કદીપણ અણકીસખી હોતો નથી; તેના "બુટો" ચુંચું બોલવાં ન જોઇએ; તેણે પરોણાંઓનાં મોંહસામે ઉભા રહી ફુફાડા મારવા ન જોઇએ; તેમજ જો સલેખમ થયેલો હોય તો છીંકાછીંક કરવી ન જોઇએ, કે વારંવાર ઠાંસ્યા ન કરવું જોઇએ; તેણે કોઈ બાનુના પોશાકઉપર પગ મુકવો, કે કોઇપણ પરોણાંને અથડાને ધસારાસમેત ચાલી જવું ન જોઇએ; સર્વેનાં દેખતાં રકાબીઓનો ખુરદો કરવો ન જોઇએ; તેણે હાથે મોજાં પેહેરવાં જોઇએછે, પણ જો તેમ ન કરવામાં આવે, તો તેના હાથો અતિઘણાં સ્વચ્છ હોવા જોઈએછે. નોકરોએ હાથમાં સુફેદ મોજાં પેહેરીને "ટેબલ"ઉપર આવવાસામે કેટલાંકો ઉલટો વિચાર ધરાવેછે, અને તેથી તેવા વિચારવાળાંઓના નોકરો હાથમાં એક ઉજળો "ડમાસ્ક નેપકિન," કે જેનો એક

છેડો અંગુઠાની આસપાસ વિંટાળેલો હોયછે, તેસાથે આવેછે.

પરોણાંઓની હજુરમાં કદીપણ તમારા નોકરોને ધમકાવતા ના. જો તેઓ કાંઈ ભુલ કરે, તો તેવિષે તરતવેળા જાણે જાણતાં ન હોવ એવીરીતે અખાડા કરી જજો, કે જેથી તમારાં પરોણાંઓ પણ અખાડા કરી જશે.

એક ગ્રહસ્થ અથવા એક બાનુ પરોણાંથી મેજબાનને ઘરનાં કોઇપણ નોકરને કદીપણ બખશેશ આપી શકાતી નથી, એમ કરવું ઘણાં હલકાં આદમીનું કામ ગણાયછે.

મિજલસ ખલાસ થવાપછી એક અઠવાડિયાંની અંદર નોતરેલાં પરોણાંએ ઘરધણી અને ઘરધણીઆણીની મોલાકાતે જવાની, અથવા પોતાના "કાર્ડો" મુકી આવવાની ફર્જછે. (જુઓ "સવારની મોલાકાત.")

ખાનું જમવાની આગમજ અને જમી રહ્યાપછી ટુંકી બંદગી મિજલસ મળી હોય તેવેળા કરવી કે નહીં, તે વિવેકકરતાં લાગણીઉપર વધારે આધાર રાખેછે. આગળ હંમેશાં બંદગી કરવાનો ચાલ હતો, પણ હમણાં થોડાંક વર્ષો થયાં તે નિકળી ગયોછે, અને મુખ્યકરીને ખાનાંની મોટી મિજલસવેળા હવે તેમ બિલકુલ કરવામાં આવતું નથી. અગરજો કોઈ ધર્માધિકારી મિજલસમાં હાજર હોયછે, તો ઘણુંકરીને તે બંદગી બોલી જાયછે, પણ જો કદાચ ઘરધણીને તેમ કરવું પડેછે, તો તે ઘણેજ ધીમે સાદે, અને ઘણાંજ થોડા શબ્દોમાં બોલી જવામાં આવેછે, જેટલો વખત પરોણાંઓ પોતાનું માથું નમાવીને બેસેછે.

નિચ્ચે જણાવેલી થોડીક સૂચનાઓઉપર ખાનું આપનારે મુખ્યકરીને ધ્યાન આપવું જોઇએ:—

પરોણાંઓનીસંખ્યા બનતાંસુધી બારથી વધારેની ન હોવી જોઇએ, કેમકે તેમ કરવાથી તે બારે જણાંને સાથે એકજ બાબદઉપર વાતચિત કરવાને બની શકેછે. મોટી મિજલસમાં તેમ બની શકતું નથી, અને બબે ત્રણત્રણ જણાંની ટોળી થઇ ગુપચુપ વાતો ચલાવેછે, જે પસંદ કરવામાં આવતું નથી.

ગ્રહસ્થ પરોણાઓના ધંધા બનતાંસુધી એકબીજાથી જુદા હોય, અને તેઓના વિચારો એકબીજાને મળતા હોય, તો સારું. જે મિજલસનાં પરોણાંઓને એકબીજાંસાથે વારંવાર ભેટવાની તક મળતી હોયછે, તેવા પરોણાંઓને નોતરવાં વધારે સારૂંછે, કેમકે તેથી એકબીજાંની પિછાન કરાવવાની અગત્ય ધરધણી અને ધરધણીઆણીને પડતી નથી.

જમવાના ઓરડામાં ઘણીસરખી રોશની હોવી જોઇએછે; "ટેબલ-ક્લૉથ" અને "નૅપકિન" ઉંચી બનાવટનાં, ઝહુજેદાર, તથા સ્વચ્છ હોવા જોઇએ; ઓરડાની ગર્મી મધ્યમસરની હોવી જોઇએ.

ગ્રહસ્થ પરોણાઓ કેળવાયલા, પણ વગરઅભિમાની, અને બાનુઓ ખુબસુરત પણ ડાહ્યી, અને મળતાવડા સ્વભાવની હોવી જોઇએછે. અભણ ગ્રહસ્થો, અને કોકટ તથા ચીબાવલી બાનુઓવાળી મિજલસ બિલકુલ રદજેવીછે.

ખાનું ઘણાં ઉંચા પ્રકારનું, તથા પસંદગીનું હોય, તો સારૂં. એકદમ ઘણી જાતની વાનીઓની કાંઇ અગત્ય નથી. દરેક જાતનો "વાઇન," "લિકર," ઇત્યાદિ દારૂ ઘણી ઉંચી જાતનો હોવો જોઇએછે.

પાચન થવાને ભારી પડએવી વાનીઓ પ્રથમ, અને

ત્યારપછી હલકી વાનીઓ "ટેબલ"ઉપર આવવી જોઇએ. "વાઇનો" પ્રથમ સર્વેથી સાદા, અને પછી સર્વેથી ઉત્તમ આવવા જોઇએછે.

ખાવાનું કામ ધીમેધીમે ચાલવું જોઇએછે, કેમકે રાતનું ખાનું આખાં દિવસનાં કામનો સર્વેથી છેલ્લો ભાગછે.

જજમાનને ત્યાંનું દિવાનખાનું એટલું મોટું હોવું જોઇએ, કે જ્યાં જો પરોણાંઓ જમવાપછી પાનાં રમવા, કે મિત્રમંડળ બની વાતો ચલાવવા ચાહે, તો તેમ સેહેલાઇથી બની શકે.

કાફી ગર્મ હોવી જોઇએ. ચા ઘણી જલદ હોવી ન જોઇએ, તથા જો "પંચ" બનાવવામાં આવે, તો તે સંભાળથી બનાવવો જોઇએછે.

પરોણાંએ યજમાનનું ઘર અગીઆર વાગતાઅગાઉ છોડી જવું ન જોઇએ, તેમ વળી તેઓએ ઘણું મોડું પણ ન કરવું જોઇએ, કે જેથી ઘર પોહોંચવાપછી સુવા જતાં બાર વાગતાથી પણ વધારે મોડું થાય.

પરોણાંઓમાં મોટાઇ દેખાડવામાટે ખાનું ઘણું મોઘું ન થવું જોઇએ. "વૉકર" નામનો એક જાણીતો લખનાર કેહેછે, કે **"ઘરમાં બનાવેલો સાધારણ સેરવો, થોડી કિંમતની માછલી, કોઈપણ ગોશ્તના સાંધાવાળા ભાગો, સસ્તી તરકારીઓ, કોઈ મનખુશ કરેએવી અને ન આશા રાખવામાં આવેલી વસ્તુ, જેવીકે ફરચલાં કે 'પુડિંગ,' વગેરે જો સારી જાતનું હોય, અને વાનીઓ સારીરીતે વેતરીને ગર્મગર્મ, વખતસર, અને જોઈતા મરીમસાલાસાથે જેમ જોઈએ-**

**એમ એકપછી એક પિરસવામાં આવે, તો તેથી ખાનારને ઘણી ગમત પડેછે, તથા સુખ ઉપજેછે, અને એવું ખાનું આપનારને તેમાટે કશી ચિંતા રાખવાની જરૂર રેહેતી નથી."**

વખતસર અને જોઇતા મરીમસાલાઉપર જમનારની મજાહનો મોટો આધાર રેહેછે, તે ભુલી જવું ન જોઇએ. ઘણીવેળા મરીમસાલાને આવતાં વખ્ત લાગવાથી, અથવા તે બિલકુલ હાજર ન કરવાની ભુલ કરવાથી, સરસમાં સરસ ખાનું રદ જાયછે, કેમકે તેઓની ગેરહાજરીથી ગોશ્ત અને તરકારીમાં જોઇતી ખુશબો અને લેહેઝત આવતી નથી. સારાંમાં સારૂં ગાયનું ગોશ્ત, જો રાઈ આવતાં વખ્ત લાગેછે, અને થંડું પડી જાયછે, તો તે ખાવામાં સ્વાદ લાગતું નથી. વાછરડાનું ગોશ્ત, જો ખાટાં લીંબુ ન હોય, તો તે ખાવામાટે બિલકુલ નાલાયક ગણાયછે. "ડીસેમબર"જેવા મહિનામાં પણ જો તાવેલાં માખણ, અને "ટોસ્ટ"*વગર "અૅસ્પેરૅગસ" "ટેબલ"ઉપર લાવવામાં આવેછે, તો તે નકામાંજેવાં ગણાયછે. એવી નજીવી બાબદનેમાટે ઘરધણીઆણીએ નોકરઉપર ભરોસો રાખી નિરાંતે બેસવું ન જોઇએ, પણ તેણીએ પોતે આ સઘળું જોઇતું લાવવામાટે હુકમ કરતાં રેહેવું જોઇએછે. એવી બાબદોવિષે માહિતી રાખવાનું કામ કાંઈ મુશકેલ નથી. તેછતાં તે ન જાણવાની બેદરકારી કરવી, અને પછી પોતાનાં મેહેમાનોની ભુખને નિરાશ કરવી, એનાજેવું ખોટું બીજું કાંઈ નથી.

---

* Toast.

એક તવંગર પુરૂષે માત્ર કિંમતી ખાનું આપ્યું એટલે થયું, એમ ન સમજવું જોઇએ. યાદ રાખવું, કે સારાં ખાનાંનેમાટે પૈસાનીસાથે ઉંચા શોખની પણ ઘણી અગત્યછે. એક યજમાને એમ ધારવું, કે, પરોણાંઓને ખુશી કરવામાટે ઘણુંસરખું નાણું વેરવું, બનતાંસુધી પોતાની દોલતનો મોટો દેખાવ કરવો, એક વસ્તુની મોસમ ન હોય, તેછતાં ઘણા પૈસા ખરચીને પણ તે મેળવવી, કે દુર દેશથી ત્યાંની નવાઇજેવી ખોરાકી મંગાવવી, તો તેમ વિચારવામાં તેની ભુલછે. એમ કરવાથી તેનો ઉંચો શોખ નહીં, પણ બેવકુફાઈ જણાયછે. મોસમમાં આવતી વસ્તુઓજ પણ તે સારી જાતની જમનારનીસામે મુકવાથી સારી જાતનાં ખાનાંની મતલબ બર આવેછે.

દરેક ઘરધણીઆણીએ ખાનાંની "ટેબલ"વિષે માહિતી ધરાવવી જોઇએછે, અને તેબાએ પોતાના બાવરચી કે બીજા નોકરોઉપર આધાર રાખી બેસવું ન જોઇએ. કદાચ જો તેણી પોતે ઉંચા પ્રકારનું ખાનું રાંધી ન શકે, તોયેપણ તેણીના બાવરચીએ કેવું પકાવ્યુંછે, તે પારખવાની તેણીનામાં શકિત હોવી જોઇએછે. જેવીરીતે લખનારાઓનું લખાણ પસંદ કરવાનું કામ પ્રગટ કરનારાઓનુંછે, તેવીજરીતે બાવરચીઓએ પકાવેલું ખાનું પસંદ કરવાનું કામ ઘરધણીઆણીઓનુંછે, કેમકે જોકે પ્રગટ કરનારાઓ પોતાનીસામે ચુંટી કાહાડવામાટે મુકેલાં લખાણોજેવાં લખાણો કરવાને બિલકુલ અશકત હોયછે, તોયે તે લખનારાઓના ગુણદોષો જાણવાની શકિત તેઓમાં ઝાઝી હોયછે.

સારૂં ખાનું આપનારાંઓ જો પોતે તે પસંદ કરી શકતાં

ન હોય, તો કોઈ જાણીતા પોહોંચઆનાંવાળાને વરદી આપવી વધારે સારૂંછે, કેમકે તેમ કરવાથી ઉંચા પ્રકારનું ખાનું મેળવી શકાયછે.

એક જજમાને યાદ રાખવું, કે પોતાથી બનેએવી સારી-રીતે ખર્ચ કરી પોતાનાં મિત્રોને જમાડવાની તેની ફર્જછે, અને જે ખર્ચ ખાઇને તથા વખ્તનો ભોગ આપીને તેઓ તેને માન આપવાને આવ્યાં હોય, તેનો બનતાંસુધી પુરતો બદલો તેને પોતાના વિવેક, પૈસા, અને મેહેનતથી તેઓને પાછો વાળી આપવાને તે બંધાયલોછે.

જે ઘરધણીઆણીને ફરજંદોનું સુખ હોય, તેણીએ ખુબ યાદ રાખવું, કે પોતાનાં મિત્રોની ખાનાંની મિજલસવેળા પોતાનાં બાળકોને તેણીએ **કદીપણ** જમવાના ઓરડામાં આવવા દેવાં નહીં. એવીવેળા બાળકોની હાજરી ન હોયલી ભલી. તેઓની પીડા પરોણાંઓ કદાચ હસ્તે મુખડે કે મુગે મોહોડે ઘરધણીઆણીની શર્મનેલીધે ખમી જશે, પણ અંદરખાનેથી તેઓ ક્યારે પતે તેની ઇંતેજારીથી વાર જોશે.

એક ખાનાંની મિજલસવેળા યજમાનાની ફર્જો કાંઈ ઘણી ભારી નથી. તોયે જે ફર્જો છે, તે બજાવવામાટે તેણીએ આવડ, વિવેક, અને ધીરજ ધરાવવાની ઘણી અગત્યછે. તેણીએ ગોશ્ત વેતરવુંજ જોઇએ, કે તેણીએ સઘળું કામ પોતાને હાથે બજાવવુંજ જોઇએ, એમ કાંઈ નથી. તોયે તેણીએ કોઇ બાબદની ગફલતી ન કરવી, કે કોઇ વસ્તુ ભુલી ન જવી જોઇએ. તેણીએ પોતાનાં સઘળાં પરોણાંઓની સઘળી સગવડો સાચવવાની ઘણીજ જરૂરછે. ગમેએવું ખોટું થાય, તોયે તેણીએ ગુસ્સો કરવો, કે ગમે

એવી નિરાશી ઉપજે, તોયે તેણીએ દુઃખી થવું ન જોઇએ; ગમેએવું પોતાનું કિંમતી અને માનીતું વાસણ ભાંગેતુટે, તોયે તેવિષે તેણીએ અફસોસ કરવો ન જોઇએ, અને તેણીનું ગમેએવું ઉંચાંમાં ઉંચું કોડીકામ કોઇને હાથે ભુલથી ભાંગી જતું જોઈ, તેણીએ હસવાનું ડોળ ઘાલવું જોઇએછે. તેણીએ પોતાની બાનુ-પરોણાઓકરતાં વધારે તવંગર અને ખુબ-સુરત દેખાવામાટે ઘણોસરખો સણગાર કરી હરીફાઈ કર-વાનો યત્ન કરવો ન જોઇએ.

એક ઘરધણીની પોતાને ત્યાંનાં ખાનાંની મિજલસ-વેળાની ફરજો વધારે ભારેછે. "ટેબલ"ઉપર કાંઇપણ ભુલચુકવગર એક ઘરધણીએ વર્તવું, એ મંડળીમાં પસાર થવામાટે જોઇતી કઠણમાં કઠણ તપાસોમાંહેલી એકછે, અને તેમાંથી બિલકુલ ભુલચુક કરવાવિના કોઇપણ ઘરધણી આસાનીથી પસાર થઈ ગયોછે, એમ ખાતરીથી કોઇપણ કહી શકશે નહીં. તેનું મુખ્ય કામ તેનાં દરેક પરોણાંની અતિયંત સગવડો સાચવવાનું, અને તેનાં સઘળાં સુખો પુરતીરીતે પુરાં પાડવાનુંછે. જે સઘળું પૂર્ણરીતે બજાવવા-માટે તેને બારીકીથી જોવાની, અને સારીરીતે બજા-વવાની ટેવ હોવી જોઇએછે; તે સાફ હૈયાનો, ભોળા સ્વભા-વનો, અને દુનિયાદારીથી વાકેફ હોવો જોઇએછે; ગમે તે થાય, તોયે ઉસ્કેરાઈ ન જાયએવા અને હંમેશનાં માયાળુ સ્વભાવનો તે હોવો જોઇએછે; બીજાંની પરોણાગત કરતી-વેળા તેને પોતાને વિસારી દેવો જોઇએછે; પોતાનાં પરોણાંઓ-કરતાં તે પોતે ઘણો હુશિયાર અને ડાહ્યોછે, એવો કોઇપણ દેખાવ તેને કરવો ન જોઇએ; પોતાની બોલીદરાજીથી પોતાનાં

પરોણાંઓને ખુશી કરવાનેબદલે તેઓ પોતેજ એકમેકસાથે વાતચિત કરીને ખુશી થાય, એવો તેને યત્ન કરવો જોઇએછે; કોઇપણ ખોટા ડોળદમામ અને લાગણીવિના પોતાનાં સઘળાં મિત્રોસાથે તેને વર્ત્તવું અગત્યનુંછે; તેણે એમ ન બતલાવવું જોઇએ, કે તેનાં પરોણાંઓ તરતવેળા તેના આભારતળેછે; તેણે પરોણાંઓમાંહેલાં એકાંત, બિહિકણ, અને નર્મ સ્વભાવનાં-ઓને બીજાંઓસાથે મેળાવાને માયાથી ઉસ્કેરવાં જોઇએછે; આ સઘળું જે ઘરધણી ન બજાવે તે યજમાનનાં માનને નાલાયકછે, અને જે બજાવે, તે ઉત્તમ પુરૂષ ગણાયછે.

શું રાંધવું અને કેમ રાંધવું, તે કેહેવાનું કામ આ ચોપડીનું નથી, પણ તે "પકવાન પોથીઓ"નુંછે. એવી ચોપડીઓ વાંચવાથી તેનેલગતું જ્ઞાન સેહેલાઇથી મળી શકશે.

યજમાન તથા યજમાનાની ફર્જોવિષે જણાવ્યાપછી બે બોલ પરોણાંઓવિષે જણાવી આ પ્રકરણ પુરૂ કર્યે છેયે.

તેઓએ "ટેબલ"ઉપર મુકેલી કોઇપણ વસ્તુસાથે ચેડાં કાહાડવાં નહીં; સર્વેનાં દેખતાં દાંતો કોતરવા નહીં; ચા, કાફી, ઇત્યાદિ પીતીવેળા તે રકાબીમાં નાખીને પીવાનેબદલે પ્યાલાંમાંથીજ તે પીવું, અને ચમચો પ્યાલાંમાં ન મુકવો, પણ રકાબીમાં મુકવો જોઇએછે, કેમકે તેમ ન કરવાથી ઘણીવેળા પ્યાલું ઉંધું વળી જાયછે; જમતીવેળા લુગડાં ઉપર ખાવાની વસ્તુઓના ડાઘો પાડવા નહીં; ખાનાંનેમાટે તેજવેળા ઘરધણી કે ઘરધણીઆણીનો ઉપકાર માનવાની અગત્ય નથી.

---



પ્રકરણ ૧૦.

## ચલનવિહાર યાને પગે ફરવા જવા, ગાડીમાં અને ઘોડાઊપર સ્વારી કરવાવિષે.

(PROMENADE OR WALKING, DRIVING, & RIDING= પ્રોમેનેડ, ઑર વૉકિંગ, ડ્રાઇવિંગ, ઍંડ રાઇડિંગ.)

મથાળે જણાવેલી બાબદવિષે ઝાઝું જણાવવાજોગ નથી, તોયે જે થોડાક નિયમો અને વિવેકો ધ્યાન ધરવાને-લાયકનાછે, તે અત્રે દાખલ કરવાની અગત્ય જોઇએ છેયે.

અલબતાં, "ઇંગ્લાંડ"માં જે ફરવા જવાનો વખ્તછે, તે વખ્ત હિંદુસ્તાનમાં રાખી શકાતો નથી, કેમકે બંધે દેશોની રૂતુમાં તથા વખ્તમાં મોટો ફેરછે, એટલે ફરવા જવાનો ચોકસ વખ્ત કયોછે, તે કહી શકાતું નથી. તોયે હિંદુસ્તાનમાં સવારનાં ૬ થી ૮, અને સાંઝનાં ૫ થી ૮ વાગતા-સુધીનો વખ્ત ફરવાનેમાટે ઘણુંકરીને રાખ્યામાં આવ્યોછે.

પરણેલી ઇંગ્રેજી બાનુઓ ચાહે, તો કોઇપણ પુરૂષ, કે બીજી સ્ત્રીના સાથવિના એકલી બહાર ફરવા જઇ શકેછે, પણ

જાહેર જગ્યામાં, જાહેર બાગમાં, કે જાહેર મેળાવડામાં તેણી-ઓથી એમ એકલાં જવાઈ શકાતું નથી. મુખ્યકરીને જો એક બાનુ પરણેલી હોવાછતાં જવાન હોયછે, તો તેણીને સાથે બીજી કોઈ બાનુનો, કે નહીંતો એક બાળકનોવટીક સાથ રાખવો પડેછે. અગરજો તેણી કોઈ જાહેર બાગમાં એકાંત વખ્તે ફરવા જાયછે, તો તેવીવેળા સાથે બીજી કોઈ બાનુ, કોઈ ગ્રહસ્થ, કે પોતાના નોકરનેસાથે લઈ જવાથી વધારે સારૂં લાગેછે. શેહેરની કોઇ જાહેર જગ્યામાં વગરસાથે ફરવાથી તેણીનીતરફ લોકોનું ધ્યાન ખુદરતીરીતેજ ખેંચાયછે, અને તેમાં મુખ્યકરીને જો તેણી દેખાવડી તથા સુંદર પોશાકવાળી હોયછે, ત્યારેતો તેણીનાં એકલાં ફરવાથી લોકોની નજર તેણીનીતરફ વધુ ખેંચાયછે. જોકે ઘણીક બાનુઓ એમ એકલી ફરવાનું પસંદ કરેછે, તોયેપણ તેમ કરવું લગાર અવિવેકી લાગેછે. ઘણાં ગરદીવાળા રસ્તાઓઉપર તો બિલકુલ એકલું ફરી શકાતું નથી. માત્ર એવી એકજ જગ્યાછે, કે જ્યાં એક વિવેકી ઇંગ્રેજી બાનુ વગરસાથે જઇ શકેછે, અને તે દેવલછે. થોડી ગરદીવાળી જગ્યાઓ, અને ગામડામાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે થોડ તફાવતે એક બાનુ જો એકલી જાય, તો તે ચાલી શકેછે.

"ઇંગ્લાંડ"માં માત્ર ઓળખાણવાળા એક ગ્રહસ્થસાથે ચાલતાં પણ એક બાનુ તેની બગલમાં હાથ ઘાલીને ચાલેછે, તો જોકે આ રિવાજ "અમેરિકા"ખાતે, તેમજ "યુરોપ"નાં બીજા દેશોમાં નથી. ત્યાં એક બાનુ પોતાનીસાથે પરણનાર ગ્રહસ્થની, કે ઘણા નજદીકના સગાની બગલમાં હાથ ઘાલીને ચાલેછે, પણ માત્ર થોડી પિછાનવાળા ગ્રહસ્થસાથે એપ્રમાણે તેણીથી ચાલી શકાતું નથી.

**નહીં, પણ તેઓને નાખુશ તો તું નહીંજ કરશે."** પોતાની વાતચિત સામાંને પસંદ પડતી થઇ પડેછે કે નહીં, તે એક ચંચળ પુરૂષ તરત પારખી શકેછે. એક લખનાર કહી ગયોછે, કે **"જેઓ થોડું જાણેછે તેઓ ઘણું બોલેછે, અને જેઓ ઘણું જાણેછે તેઓ થોડું બોલેછે."**

મંડળીમાં ગંભીરપણે વાતચિત ચાલતી હોય, અને ઘણાંકોનું ધ્યાન તેમાં લાગેલું હોય, તેવીવેળા વચ્ચે કાંઇ રમુજી ટાહુકો પુરી તેમાં ખલલ કરવી નહીં, એમ કરવાથી તમો સાંભળનારાંઓની નંતરાજીમાં આવી પડશો, અને વળી અવિવેકી ઠરશો. તેમ વળી જ્યાં ખરેખરી કોઇની વખાણ કરવી પડે, ત્યાં બીજાઓનીસાથે ભાગ લેવામાં પણ પછાત પડવું ન જોઇએ. વાતચિતનાં વિવેકને ઉત્તેજન આપવાથી એ ફાયદો થાયછે, કે મંડળીઓ હંમેશાં વિવેકી, સમજુ, અને આબરૂદાર ગ્રહસ્થોની બનેલી રહેછે, અને ખોડિયા-ખાપણિયાઓ પોતાની ગમેએટલી ચાપલુસીછતાં, અને દોલ-તમંદો પોતાની દોલતનાં ગમેએટલા ચળકાટછતાં સારી મંડ-ળીઓમાં ઉભાતા દુર થાયછે, અને તેથી ધીમેધીમે મંડળી-ઓની સ્થિતિ સુધરતી જાયછે.

તમારે ત્યાં નોતરેલી મિજલસનેલગતી, કે તમો કોઇને ત્યાંની મિજલસમાં જઇ આવ્યા હોય ત્યાંની કાંઇપણ વાત બીજીવેળા બહાર બીજે કેથે કરવી નહીં. એમ કર્યાથી તમો વિશ્વાસઘાતનાં વાંકમાં આવોછો.

મંડળીમાં સઘળા પ્રકારના ધંધાદારીઓ ભેગા મળેછે. તેઓ કામની જુસરીમાંથી છુટીને મનને આસાએશ આપ-વાના વિચારથી ત્યાં મળેછે. તેટલામાટે મંડળીમાં એક ધા-

દારીઆગળ તેનાજ ધંધાનેલગતી વાત કરવી ન જોઇએ. એક અધિપતિસાથે રાજદુઆરી, એક તબીબસાથે તાવની, અને એક વેપારીસાથે વેપારનેલગતી વાતો કરવી ન જોઇએ. જોકે ઘણુંકો સામા ધણીને ખુશી રાખવાની મતલબથીજ તેના ધંધાનેલગતી વાત છેડેછે, પણ તેઉપરથી ખુલ્લું જણાઈ આવેછે, કે તેઓ દુનિયાના રાહાધાતથી અજ્ઞાનછે. જોકે દરેક જણને પોતાનેલગતી વાતચિત વધારે પસંદ આવેછે, માટે પોતપોતાવચ્ચે વાતચિત કરતાં એક માતાસાથે તેણીનાં બાળકવિષે, એક બાનુસાથે તેણી જે છેલ્લી મિજલસમાં જઈ આવી હોય તેવિષે, એક લખનારસાથે તેની બહાર પડેલી ચોપડીવિષે, એક ચિતારાસાથે તેના નવાં ચિત્રવિષે, ઇત્યાદિ વાત છેડી મુગા રેહેવું, અને પછી તેઓને બોલવા દેવું; એમ કરવાથી તમો તેઓને માત્ર ઘણાં મનગમતાજ થઇ ન પડશો, પણ વળી તેઓને મનથી ઘણા ડાહ્યા, મળતાવડા, અને દુનિયાદારીથી વાકેફગાર ગણાશો.

અજ્ઞાન અને હલકાં લોકોની હજુરમાં પોતાનું જ્ઞાન અને હુશિયારી દેખાડવાના એક ગ્રહસ્થ હંમેશાં અખાડા કરેછે, કેમકે એવાં લોકો ઘણુંકરીને તે સમજવાને કે તેની કિંમત બુજવાને અશક્ત હોયછે.

"ગ્રેટ બ્રિટન"માં સામા ધણીસાથે વાતચિત કરતાં તેનું નામ વારંવાર માહે બોલવું ઘણું અવિવેકી ગણાયછે, પણ એજ વિવેક બીજે ઠેકાણે નથી.

એક મેળાવડી મંડળીમાં તમારા કોઈ મિત્રસાથે કોઇ એવી બાબદઉપર વાતચિત ન કરવી, કે જે બીજાઓ સમજતા ન હોય, જો તેમ વાતચિત કરવી પડે, તો તે બાબદ શું છે,

તેનો સઘળો ખોલાસો બીજાંઓ આગળ પ્રથમથી કરવો જોઇએ, અને યાદ રાખવું કે તે બાબદ તેઓ સઘળાને એક-સરખીરીતે દિલપસંદ થઈ પડએવી હોવી જોઇએ.

અગરજો તમોને કોઈ બાબદની પુછપરછ કરવી હોય, તો તેનેમાટે સામાને કાંઈ પ્રશ્ન પુછવો નહીં, પણ તેવિષે વાત છેડવી, અને સામાને પોતાને ઠીક લાગેએટલો ખુલાસો કરવા દેવો. કોઈ બાનુને કોઇપણ બાબદવિષે કદીપણ પ્રશ્ન પુછવો નહીં.

સારી મંડળીમાં કદીપણ નીચ પ્રકારની ભાષા બોલવી નહીં. હલકે ઠેકાણે બોલાતી એવી નીચ ભાષા એક સારી મંડળીમાં બોલવાથી તે મંડળીને અપમાન કર્યાબરાબર ગણાયછે.

ઈંગ્રેજી ભાષામાં વાતચિત કરતાં તેમાં "ફ્રેન્ચ" ભાષાના શબ્દો વાપરવા, એ ઈંગ્રજ લોકોમાં એક અવિવેક ગણાયછે. એક માણસ જેવો એક મંડળીમાં વાત કરવાને પોતાનું મોંહ ઉઘાડેછે, કે તરત જણાઈ જાયછે, કે તે હલકી બુનિયાદનો છે કે ઉંચી બુનિયાદનો, તે અવિવેકી છે કે વિવેકી. અગરજો તે ગ્રહસ્થ હોયછે, તો તે ત્યાં એવી કોઈ બાબદઉપર કદીપણ વાત છેડતો નથી, કે જે બીજાંઓને નાપસંદ હોય. દરેક જણને એક મંડળીમાં મળતાવડા તથા ખુશી થવાને નોતર્યામાં આવ્યાછે, તે તેને ભુલી જવું જોઇતું નથી. એક માણસ કે જેને દુનિયાદારીનો અનુભવ હોયછે, તે એક મંડળીમાં કદી-પણ શર્માતો નથી; તથા એક માણસ કે જે પોતામાં કેટલું ભંડોળછે તે જાણેછે, તે કદીપણ બેઅદબ થતો નથી.

જે કાંઇપણ બોલવું તે સાચુંજ બોલવું. અગરજો તમારામાં એક સારો ગુણ હોય, અને તે તમો સામાં માણસમાં ન જુઓ, તો તેમાટે તેને કદીપણ અપમાન કરતા ના, કેમકે

જો કદાચ તમારામાં એક સારો ગુણ હશે, તો તેનામાં કાંઈ બીજાજ સારા ગુણો હશે.

તમો કોઈ વાતમાં તમારા મિત્રોની વખાણ કરો, તો વાજબીછે, પણ પોતાને મોહોડે પોતાનીજ વખાણ કરવી ન જોઇએ, તે કામ તમારા મિત્રોનું કે સામા ધણીનુંછે.

અગરજો તમો તમારેથી હલકી પદવીનાંને ઘણું કોડું આપશો, તો તેઓ તમારીસાથે ઘણી છુટ લેવાને ચુકશે નહીં. તેઓસાથે ઠઠ્ઠામશ્કેરીનો વેહેવાર રાખશો, તો આખરે તેઓ તમારી તથા તેઓનીવચ્ચેનો અંતર ભુલી જઇને તમારી ઠઠ્ઠામશ્કેરી કરવા માંડશે. યાદ રાખજો, કે ઘણી ઠઠ્ઠામશ્કેરીનું પરિણામ ઘણું માઠું નિપજેછે.

અગરજો કોઇ તમારીપાસે કાંઇ કામમાટે ઉપકાર માગે, અને તે જો તમારેથી બની શકે, તો તે કામ જરૂર બજાવી આપજો. અગરજો તે બજાવવાને તમો અશક્ત હોવ, તો તે એવીરીતે ના પાડજો, કે એકજવાર બોલવાથી સામાં ધણીની ખાતરી થઈ જાય, કે ખરેખર તે તમારેથી બની શકતું ન હશે.

અગરજો વાતચિતમાં કોઈ ખિતાબવાળા ગ્રહસ્થની ઓળખાણ બીજાંસાથે કરાવવી પડે, તો માત્ર એકજવેળા તેનું નામ ખિતાબસાથે બોલવું. વારંવાર તેમ બોલ્યાથી એવું જણાયછે, કે તમો પોતે ખિતાબ ન ધરાવતા હોવાથી તેનું નામ વારંવાર ખિતાબસાથે બોલીને તમો પોતે પોતાને મંડળીમાં ઉંચી પદવીના દેખાડવા માગોછો. એવીરીતે વારંવાર ખિતાબ બોલવો માત્ર નોકરોનેજ છાજેછે. તોપે-પણ તે ગ્રહસ્થની ઉંચી પદવી તમો સમજોછો, એમ સભ્યતા-ખાતર જણાવવામાટે જો અવારનવાર કોઇકવેળા તેનો ખિતાબ

બોલો, તો તેમાં કશું ખોટું નથી, પણ તે વાતચિતનેદરમિયાનજ બોલવો ઘટેછે. એક ઉમરાવનીસાથે એક ગ્રહસ્થનીપેઠેજ વાત કરવી જોઇએછે. આપણા પાટવીકુંવર "પ્રિન્સ આવ વેલ્સ"સાથે* વાતચિત કરતાં માત્ર "સાહેબ" કરી બોલવામાં આવેછે, અને માહારાણીજીસાથે વાતચિત કરતાં "બાઇ" કરી બોલવામાં આવેછે. બીજા ખિતાબો, જેવાકે "જનરલ,"† "ડાકટર,"‡ ઇત્યાદિ પુરૂષોસાથે વાત કરતાં તેઓનાં કુટુંબનું નામ તેઓનાં ઓધાસાથે બોલવામાં આવેછે, જેમકે "આ બાબદવિષે તમારો શો અભિપ્રાયછે, **જનરલ મૅકડોનાલ્ડ?**" અને નહીંકે "આ બાબદવિષે તમારો શો અભિપ્રાયછે, **જનરલ?**" તેમજ "હું આશા રાખુંછું, કે તમો સારીપેઠે હશો, **ડાકટર બ્રાઉન?**" અને નહીંકે "હું આશા રાખુંછું, કે તમો સારીપેઠે હશો, **ડાકટર?**" ખુદ તેનું નામ એવીરીતે ન બોલવાનો હક તેના અતલગના મિત્રોનોજછે, જેઓ પોતા-વચ્ચેની મિત્રાઇનેલીધે તે ન બોલે, તો ચાલે.

અગરજો મંડળીમાં વાહાલા થવા માગતા હોવ, તો જે બાબદ સામા ધણીને પસંદ પડે, તે બાબદઉપર ઝાઝું સંભા-પણ કરવું, અને પોતાને ગમતી બાબદઉપર વાતચિત કરવાના બનતાંસુધી અખાડા કરવા.

વાતચિતમાં ઠપકો આપવો, એ પારાની કે અફીણની દવા આપવાબરાબરછે. અગરજો તે વખતસર અને જોઇતા

---

* Prince of Wales. ઇંગ્લાંડનાં વડા રાજ્યકુંવરને એ ખિતાબથી હંમેશાં ઓળખવામાં આવેછે.

† General. લશ્કરનો વડો અમલદાર. સેનાપતિ.

‡ Doctor. વૈદ, અથવા હરકોઇ વિદ્વાન.

પ્રમાણમાં ન આપશો, તો તેથી તમોને તથા સામા ધણીને બંનેને ગુણનેબદલે અવગુણ થશે.

કોઇપણ ગ્રહસ્થનાં ખાનદાન, ધંધા, કે હરકોઇ ગુણદોષ-ઉપર ટીકા કરવી, એનાંકરતાં અવિવેકી બીજું થોડુંજ હશે. અગરજો એક મંડળીમાં તમારા કોઈ ગેરહાજર મિત્રવિષે માઠું બોલાતું હોય, તો તેનીતરફથી લડવા ઉતરી પડવાની તમોને અગત્ય નથી. તે "સારૂં માણસછે" એમ સ્હેજ ઇસારો કરવો, એટલે બસ. એટલા ઇસારાપછી, જો સામા ધણીઓ ગ્રહસ્થો હશે, તો વધારે બોલતા બંધ પડશે. ખરેખરીરીતે જોતાં એક ગેરહાજર ગ્રહસ્થનીપછવાડે માઠું બોલવું, એ એક ખરા ગ્રહ-સ્થની ટેવજ નથી, માટે જો કદાચ એવા ગ્રહસ્થોની મંડળીમાંથી દુર થાઓ, તો તેથી તમો તમારા પોતાના હકમાં ગુણ કરશો. નિંદા કે નાલેસી કરવી, કે કોઇનીપછવાડે ખોટું બોલવું, એનાંજેવું અવિવેકી અને પાજી કામ બીજું કાંઇજ ન હશે.

ખોટીખોટી અટકળો કરવી, એ બેવકુફ માણસનું કામછે. એક ડાહ્યું માણસ કદીપણ એવી અટકળો કરતું નથી, કેમકે તે સારીપેઠે જાણેછે, કે આ દુનિયામાં કોઈ ચીજનો ચોકસ ભરોસો નથી; માણસ ધારેછે શું, અને થાયછે શું.

એક જણ જો વાતચિત કરતાં ઘણી ઝડપમાં બોલેછે, તો તેથી તેનાં સાંભળનારાંઓ તે બરાબર સમજી શકતાં નથી. તેઓને તેનું બોલેલું પોતાનાં ભેજાંમાં ઉતારવાને પુરતો વખ્ત મળતો નથી; તેમ વળી ઘણે ધીમે બોલનારાંઓ પોતાનાં સાંભળનારાંઓને તેથીઉલટીજ જાતનો કંટાળો આપેછે.

એક ગુસ્સે થયલા માણસને શિખામણ દેવા જતા ના, કેમકે તેમ કરવું એ તોફાનનીસામે ફુંક મારવાબરાબરછે.

અગરજો તમોને એક એવો પ્રશ્ન પુછવામાં આવ્યો હોય, કે જે ખાનગી હોવાથી તમો તે કહી શકતા ન હોવ, યા તે પ્રશ્ન તોછડાપણુંથી પુછવામાં આવ્યો હોય, તો તે પુછનારને તમોએ પોતેજ કોઈ બીજો પ્રશ્ન ઉભો કરી ઉત્તર દેવાના અખાડા કરવા, પણ તે ઉડાવવામાટે કદીપણ જુઠું બોલવું નહીં.

અગરજો ભારે ચેષ્ટા કરીને તમારૂં દિલ દુઃખાવવામાં આવ્યું હોય, તો તમોને દુઃખ લાગ્યુંછે, એમ બતલાવવાના અખાડા કરી જવા, કેમકે નહીંતો સામા ધણીઓ તમોને વધારે પજવવાનું મન કરશે. એવી ટીકાઓ દુર કરવાનો સર્વેથી સરસ ઈલાજ એજછે, કે તેઓને વધારે કોડું આપવું નહીં. વાતચિતમાં બાનુઓના ચેષ્ટા કરવા ન જોઇએ, કેમકે એમ કરવું એ ઘણું અવિવેકીછે. એવી વર્તણુક ચલાવનાર પુરૂષ હલકાં લોકોમાં વસનારો ધારવામાં આવેછે. એક આબરૂદાર ધણીનાં દિવાનખાનાંને પોતાના ઠઠ્ઠામશ્કેરીથી એક નાટકશાળાનું રૂપ આપવાની કોઇને કશી સત્તા નથી.

તકરાર કદી કરતા ના, શિવાયકે સામો ધણી ડાહ્યો હોય, અને પોતાનો સ્વભાવ જાળવી શકેએવો હોય. જે બાબતમાં તમો માહિતગાર હોવ, તે બાબદઉપર વાતચિત કરતાં પણ ચુપ રેહેવું, યા થોડુંજ બોલવું, કે જેથી જો બીજી કોઈ બાબદઉપર વાતચિત ચાલે, કે જેથી તમો અજ્ઞાન હોવ, અને તેવેળા પણ તમો ચુપ રહો, તો બીજાઓ તમારૂં તેવિષેનું અજ્ઞાનપણું જાણશે નહીં. તેઓ તો એમ સમજશે, કે તમો વિવેકી હોવાથી હંમેશાં થોડુંજ બોલોછો.

એક વાકયના બે અર્થો ઉઠેએવા વાકયો કદીપણ બોલવા નહીં, કેમકે તેમ બોલવું એક ગ્રહસ્થને છાજતું નથી. એક

બાનુસાથે વાતચિત કરતાં એવા બે અર્થો ઉઠેએવા વાકયો ઉચરવા, એ ગોયા તેણીને અપમાન આપ્યાબરાબર ગણાયછે.

મંડળીમાં મુગામંતર થઇને પણ બેસવું ન જોઇએ, કારણકે તેઉપરથી એવું જણાયછે, કે તમો અભિમાનીછો, યા લુચ્ચાછો, કે બેવકુફછો. તમારા વિચારો છુટથી પણ સભ્યતાથી જણાવવાને કશી અડચણ નથી.

આગળ જણાવી ગયા છૈયે, અને ફરીથી પણ જણાવ્યે છૈયે, કે મંડળીમાં બોલવાકરતાં વધારે સાંભળવાથી આપણે આપણા પોતાનામાં સુધારો કર્યે છૈયે. વળી એક વક્ત બોલવાઆગમજ વધુ વક્ત વિચારીનેપછી બોલવું ઘણું સલામતીભર્યુંછે. પરમેશ્વરે મોંહમાં એક જીભ, બે આંખો, અને બે કાનો આપ્યાછે, તેની મતલબ ડાહ્યાઓ એવી ઉઠાડેછે, કે બેવાર જોવું, બેવાર સાંભળવું, પણ એકવાર બોલવું.

વાતચિતમાં કેળવણી ચલણી "નોટ"ના*જેવી, અને ડાહાપણ તથા સારી ચાલચલણ રૂપાંનાણાંજેવીછે, કે જે સઘળી વક્તે કામ લાગેછે.

વાતચિત કરતાં સામા ધણીને તેનો બોલેલો વાકય પાછો બોલવાને કદીપણ ફરમાવવું નહીં. "મને માફ કરીને જરા ફરીથી તે બોલશો?" "તમો પેહેલાં બોલ્યા તે મેં સાંભળ્યું નહીં," એમ કેહેવું એ ઘણું અવિવેકીછે, અને એવું બતલાવેછે, કે જ્યારે તે બોલ્યો, ત્યારે તમો બેદરકાર રહ્યા હતા.

અગરજો કોઈ તમારીઆગળ "બાવા આદમ"ના વક્તની જુની ચવાઈ ગયેલી વાત કરતો હોય, કે ગપ મારતો

---

* Currency-note="કરન્શી-નોટ."

હોય, તો બેહેતર કે તેને બોલ્યા કરવા દેવું. તે તમોને કાંઇ નવું કહી સંભળાવેછે, એવા ખુશ વિચારથી જો તે બોલ્યો જતો હોય, તો તમારે તેને શામાટે ખુશી થવા દેવો ન જોઇએ ? વળી તે જે કેહેછે, તે માનવાને તમોને આંચકો લાગેછે, કે તેની વાત "કોચરાનાં સાલ"ની જુની ચવાઈ ગયેલીછે, એમ તેને કેહેવાથી માત્ર તેનેજ તમો દુ:ખી કરતા નથી, પણ આખી મંડળીને તમો નારાજી કરોછો, અને તેથી સઘળાઓ સામા ધણીતરફ દિલસોજી દેખાડીને તમારી વિરૂધ મત ધરાવેછે.

વળી વાતચિત કરતાં જો કોઈ ભાષામાં ભુલો કરે, તો તેઉપર ધ્યાન આપતા ના. એવી ભુલોઉપર શબ્દોથી કે દેખાવથી ઇસારા કરવા, એ અતિઘણું અવિવેકીછે.

અગરજો મંડળીમાં વાતચિત ચાલતી હોય, તેટલાં કોઈ બીજું ત્યાં આવી લાગે, તો પ્રથમ તમો શું બાબદઉપર વાત કરતા હતા, તે તેને ટુંકાંમાં જણાવી દેવાની ફર્જછે, કે જેથી તે પણ તમારી વાતચિતમાં ભાગ લઈ શકે.

કોઈના ખાનગી આચારઉપર, કે કોઈનાં કુટુંબનેલગતી બાબદઉપર વાતચિત ન કરવાની ઘણી સંભાળ લેવી, અને એવી વાતચિતમાં ભાગ લેવાથી પણ દુર રેહેવું. એવી બાબદઉપર વાતચિત કરવી, એ નિંદા કરવાબરાબર ગણાયછે.

વાતચિતમાં કદીપણ કેહેવતો બોલવી નહીં.

અગરજો એક પુરૂષ પોતાની પત્નીની, કે એક સ્ત્રી પોતાના પતિની, કે કોઈ માબાપ પોતાનાં બાળકની, કે કોઈ બાળક પોતાનાં માબાપની ફરિયાદ તમારીઆગળ કરે, તો એવાં નજદીકનાં સગાંઓની ખટપટમાં પડવાની સાવચેતી લેજો, કેમકે વખ્ત જતે તેઓ તો એકના એક થશે, અને

આખરે તમો બંધે બાજુની ઇતરાજી અને ગુસ્સાના ભોગ થઈ પડશો. બનતાંસુધી ડાહાપણભરેલીરીતે બંધે બાજુને શિખામણ દઈ તેઓવચ્ચે એખલાસ વધેએવું કરવાનો યત્ન કરજો.

એક ઓરડામાં એક મંડળી મળી હોય, તેમાંથી એક જણને ખુણાંમાં લઈ જઈ ત્યાં તેનીસાથે ઘુસઘુસ કરવી નહીં, એ ઘણું અપમાનભર્યુંછે. એમ કરવાથી આખી મિજલસને અપમાન થાયછે. જોકે એવી વર્ત્તણુક ચલાવવી એ અવિવેકીછે, એમ જાણવાછતાં વારંવાર તેમ કર્યામાં આવેછે.

બાનુઓની એક ટોળીમાં કોઈ બીજી ગેરહાજર બાનુની વખાણ કરવી નહીં, કેમકે તેમ કરવાથી હાજર હોયલી બાનુઓમાં તેણીવિષે અદેખાઈ ઉત્પન્ન થાયછે, અને નાહેકમાં ગેરહાજર બાનુને તેણીઓ અંદરખાનેથી ધિક્કારેછે.

તમારી ફુરસદને વખ્તે કેટલાક લાયક વાકયો, કે જેઓનો આ જીંદગીમાં વારંવાર ખપ પડેછે, તેઓનો અભ્યાસ કરવાથી ઘણો ગુણ થશે, જેવાકે તમારેથી ઉંચી પદવીનાંઓતરફ નમનતાઇ, તમારેથી ઉતરતી પદવીનાંઓતરફ માયા, ઓબારકબાદી, દિલાસો, મેહેરબાનીનેમાટે ઉપકાર, ભુલચુકનું કબુલ કરવું, ઇત્યાદિ બાબદોવિષે કેવીરીતે તમારે બોલવું, તે તમારે જાણવું જોઇએછે. સારા અને વિવેકી માણસોને વારંવાર તેવા વાકયો ઉચરતા સાંભળવાથી, તથા તેની નકલ કરવાથી, તે જલદીથી શિખી શકાશે.

ખુશામદ કરવાથી બિલકુલ દુર રેહેજો. જેઓની ઘટે તેઓની ઘટતી વખાણ કરવામાં કશી અડચણ નથી, પણ છેક ખુશામદ કરવી, એ ધિક્કારવાજોગ તથા કંટાળાભર્યુંછે. અગરજો તમો તમારેથી ચઢતા દરજ્જાવાળાં-

ઓની ખુશામદ કર્યા કરશો, તો તેઓ તમારીતરફ ખુદરતી-રીતેજ બેવિશ્વાસથી જોશે, એમ ધારીને કે તમારી કાંઈ ખાનગી મતલબ હશે, તેથી તમો તેઓની ખુશામદ કરોછો; અગરજો તમો બાનુઓની ખુશામદ કરશો, તો તેણીઓ તમોને ધિક્કારશે, એવું સમજીને કે તમોને બીજી કાંઈ વાત-ચીત કરતાં આવડતી નથી, તેથી માત્ર ખુશામદ કરીનેજ તમો વખ્ત પુરો કરોછો.

અગરજો મંડળીમાં કોઈ અવિવેકી પુરૂષ મળે, કે જેના મોટા સાદથી, અને નઠારી ચાલચલણથી તમોને કંટાળો આવતો હોય, તો તે તરત જાહેર કરવો નહીં, કેમકે તેમ કર્યાથી કજિયો ઉભો થઈ બીજાંઓની મજાહમાં ખલલ પુગેછે.

વાતચિત કરતાં ખુદાનું કે શયેતાનનું નામ વારંવાર લેવું નહીં; ધર્મપોથીના ફકરાઓ બોલવા નહીં; કોઈ ગંભીર કે પવિત્ર બાબદ કે વસ્તુઉપર હસવું નહીં; કસમ ખાવા નહીં; ભાંડ અને અનીતિભર્યાં શબ્દો કે વાકયો ઓચરવા નહીં; "લાટિન," "ગ્રીક," "ફ્રેન્ચ," ફારસી, કે હરકોઇ બીજી ભાષાનાં ફકરાઓ, કે નાટકશાળામાં ભજી બતાવવામાં આવેલા નાટકમાંહેલા ટોચકાઓ, ઇત્યાદિ વાતચિતમાં દાખલ કરવા નહીં. એ સઘળું નહીં કેળવાયલા અને હલકા ધણીઓજ કરેછે, ડાહ્યા પુરૂષો તેમ કરવાનું પસંદ કરતા નથી.

અગરજો દશ શબ્દોમાં તમો તમારૂં કેહેવું સમજાવી શકતા હોવ, તો બાર શબ્દો બોલવાની કશી અગત્ય નથી.

પેહેલીજવારની વાતચિતમાં જો સામો ધણી તમોને નઠારો લાગે, તો એકદમ તોડછોડ કરી તેની ઓળખાણ તોડી નાખવાને ચાહતા ના. કદાચ તમો ભુલતા હોવ, માટે

તેનેવિષે તમારી વધુ ખાતરી કરીને, અથવા બીજાંઓથી ખાતરી કરવાપછીજ જો ઘટે, તો તેને દુર કરજો.

વાતચિત કરતાં મોટે સાદે કદીપણ બોલવું નહીં, તેમજ રાગડા કાહાડીને, અથવા નાટક કે ભાષણ કરતા હોવ એવી-રીતે પણ બોલવું નહીં; હાથના ભારી ચાળાઓ કરીને, તથા સામાને જાણે શિખામણ દેતા હોવએવી ઢબે વાતચિત કર્યાંથી જાણે પાદરી વાયજી કરતો હોયએવું લાગેછે. બાનુઓએ એ બાબદઉપર વિશેષ ધ્યાન આપવાની અગત્ય છે. વાતચિત કરતીવેળા મોહોડાંનાં ચાળા કરવા, અથવા જરાજરામાં હસી પડવામાટે અર્ધું મોંહ ઉઘાડું રાખવું, વગરવિચારે સામાનાં મોહોડાંતરફ ટકટકયા કરવું, આંખો અંહીંથીતહીં ફેરવ્યા કરવી, ઇત્યાદિ ચાલ હલકાપણું અને બેવકુફાઈ બતલાવેછે.

અગરજો સંભાષણ કરતાં માંહે કોઈ વાર્તા કેહેવી પડે, તો તે બનતાંસુધી ટુંકી, રમુજી, દિલખુશ, નવી, અને જયાં લાગુ પડે ત્યાં મતલબસરનીજ કેહેવી જોઇએ. વાતચિત કરતાં જરાજરામાં વાર્ત્તાઓ કહી સંભળાવ્યાથી તમારાં જ્ઞાનવિષે સામાને હલકું મત બેસેછે, અને તેઓ તે સાંભળતાં પછી કંટાળેછે.

સાદ છેક ધીમો કરી નાખીને પોતપોતામાં ખાનગી વાતચિત કરવી નહીં, તેમ એકજ કુટુંબનાંઓએ મંડળીમાં સાથે વાતો કર્યા કરવી ન જોઇએ.

અગરજો પારકાં દેશનો રેહેવાસી મંડળીમાં આવેલો હોય, અને તમારાં દેશની ભાષા બરાબર યા બિલકુલ સમજી શકતો ન હોય, તો તેની પોતાની ભાષામાં વાતચિત કરવાની તમારી ફર્જછે; પણ જો તે ભાષા તમોને આવડતી ન હોય, તો કોઇ તે ભાષાના જાણકારનીમારફતે વાતચિત ચલાવવી જોઇએછે.

વાત કરતીવેળા મુછના કે દાઢીના બાલો ટૂંપ્યા કે સમાર્યા કરવા નહીં. સામા ધણીસાથે એવીવેળા ઘણી છુટ લેવી નહીં; તેના શરીરના કોઇપણ ભાગઉપર તમારા હાથો લગાડયા કે ઠોકયા કરવા નહીં, કે તમારી કોઇ ખુશહાલી જાહેર કરવામાટે તેનાં પાંસરાંમાં આંગળાં ભોકવાં નહીં. જવાન બાનુઓએ વાતચિત કરતીવેળા ખીખીખીખી હસવું નહીં, કે હસતીવેળા મોંઢ-ઉપર હાથો ઢાંકી દેવા નહીં.

કોઇને તેના પગાર, આવક, દોલત, ઇત્યાદિ ખાનગી બાબ-દોવિષે કદીપણ પ્રશ્નો પુછવા નહીં. કેટલાક અણઘડો પગારવિષે પુછતાં વળી વધુ પુછેછે, કે "બીજું કાંઇ ચરવાનું પણ ખરૂં કે?" એવા બેઅદબીભર્યા પ્રશ્નનો ઉત્તર જો ન આપવામાં આવે, તો તેમાં કશું ખોટું નથી. કોઇને કદીપણ તેની ઉંમ્મર પુછવી નહીં. એમ કરવાથી વૃદ્ધ ઉંમ્મરનાંઓને અપમાન થાયછે.

ટુંકાંમાં, જણાવવાની અગત્યછે, કે એક બાનુએ કે ગ્રહસ્થે વાતચિતમાં ઘણો વિવેક જાળવવાની અગત્યછે. સભ્યતા અને વિવેકછે, એજ દોલતછે, માત્ર દોલતવાળી બાનુ કે ગ્રહસ્થ વિવેકી ગણાતાં નથી. ગમેએવી મધ્યમ સ્થિતિની કે દોલતવાળી બાનુ યા ગ્રહસ્થ જો વિવેકી હોયછે, તો શ્રીમંતકરતાં હઝાર દરજજે ચઢતાં અને દોલતમંદ ગણાયછે, એ સારીપેઠે યાદ રાખવાની ઘણી અગત્યછે. એક લખનાર જણાવેછે, કે **"સઘળાં ઉંચી પદવીનાં માણસો વિવેકી, અને સઘળાં ઉતરતે દરજજેનાં લોકો અવિવેકી હોયછે, એમ સમજવામાં મોટી ભુલછે."**



## પ્રકરણ ૧૪.

## પોશાક.

(DRESS=ડ્રેસ.)

"યુરોપ"નાં લોકોના તથા હિંદુસ્તાનનાં લોકોના પેહેરવાસવચ્ચે મોટો ફરક હોવાથી શું પેહેરવું તે જણાવવું કઠણછે, તેટલામાટે "પોશાક"નેલગતા સાધારણ વિવેકોવિષેજ અત્રે જણાવવું ઘટતું વિચાર્યું છેયે.

પોશાક ઘણી નજીવી બાબતછે, એમ સમજીને ઘણાંકો તેઉપર પુરતું લક્ષ આપતાં નથી, પણ તેથીઉલટુંજછે તે જણાવવાની કશી અગત્ય નથી. માણસનો બહારનો દેખાવ તેની ચાલચલણની પ્રસ્તાવનાજેવીછે. જેમ એક ચોપડીમાં શુંશું બાબદો સમાવેલીછે, તે તેની પ્રસ્તાવના વાંચવાથી જણાયછે, તેમ એક માણસ કેવા વિવેકનુંછે, તે કેવી પદવી ધરાવેછે, ઈત્યાદિ બાબદો તેના પોશાકઉપરથી જણાયછે. લૉર્ડ ચૅસ્ટરફીલ્ડ કહ્યુંછે, કે "**એક માણસની બુદ્ધી અને ચાલચલણવિષે તેના પોશાકઉપરથી કાંઈક મત બાંધવાને હું હંમેશાં શક્તિવાન થયોછું.**" વળી સારીરીતે પોશાક પેહેરેલા એક ધણીતરફ જેટલી મર્યાદા અને

માનથી બીજાંઓ જુએછે, તેટલી મર્યાદા અને માનથી તેઓ એક હાલહવાલ પોશાકવાળા ધણાતરફ જોતાં નથી. નામાંકિત શેકસ્પીયરે લખ્યુંછે, કે "હજી પણ દુનિયા શોભણશાભણથી ઠગાયછે." ઘણાંકો વળી એવાછે, કે જેઓ સારા પોશાકવાળાને સારાં માણસતરીકેજ ગણેછે, પણ યાદ રાખવું કે ઠીક તેમ નથી. સોનેરી "ગિલ્ટ"નાં પુઠાં તથા પાનાંઓથી કાંઇ એક ચોપડીની કિંમત થતી નથી. ખરી ખુબી તેનીઅંદર સમાવેલી બાબતમાંછે.

એક ગ્રહસ્થનો પોશાક એવો ન જોઇએ, કે જેથી તેની-તરફ સઘળાંઓનું ધ્યાન ખેંચાય, શિવાયકે તે સફાઇની અને મર્યાદાની બાબતમાં હોય. વસ્ત્રની કોઇ બનાવટ એવી અસાધારણ કરવાની કોશીશ ન કરવી, કે જેથી સઘળાં તમારા લુગડાંતરફ જોવાને લલચાય, તેમ વળી એકદમ ઘણું સરખું ઘરેણું પણ પેહેરવું ન જોઇએ. આ બન્ને બાબતમાં અવચી ઘણું કરીને હલકાં લોકોજ કરેછે. ગ્રહસ્થે રંગીન પોશાક કદીપણ પેહેરવો ન જોઇએ. રંગીન પોશાક રંગીલાનેજ છાજેછે, અને ઘણું કરીને રંગીલાઓ ખરેખરા ગ્રહસ્થમાં ખપી શકતા નથી.

ઇંગ્રેજોમાં "ફાશીન"નું રાજ્યછતાં ઘણાંક વિવેકી ગ્રહસ્થો અને બાનુઓ ચાલતી "ફેશન"નાં વસ્ત્રો પેહેરવાને પણ અચકાયછે. ઘણું કરીને અક્કડબાજો અને ડોળઘાલુ-ઓજ "ફૅશન"ની વાંદર નકલમાં હોમાવી પડેછે. તોયેપણ સારીરીતે પોશાક પેહેરવાથી બેશક ઘણાં ફાયદા થાયછે. વળી ભાતભાતના રંગોનાં વસ્ત્રો પેહેરી નિકળવું, એ પણ ખરાબ શોખની નિશાનીછે, અને વિવેકી ગ્રહસ્થો તથા બાનુઓમાં એવો શોખ કવચિતજ નજરે પડેછે.

એક વિવેકી પુરૂષનો પોશાક બનતાંસુધી સ્વચ્છ હોવો જોઇએછે. દરેક જણથી ઉંચી જાતનાં લુગડાં પેહેરી શકાતાં નથી, તોપે પાણી સસ્તુંછે, અને તેનો લાભ લેવાવિના ઘણાજ થોડા જણા મંડળીમાં સામેલ થવાને ઇચ્છશે. સારીરીતે પોશાક પેહેરી ફરવામાટે મોટાંમોટાં કબાટોભરી લુગડાં રાખવાની કાંઇ અગત્ય નથી. એવીરીતે તો માત્ર માતબરો કે ઇસ્કી દેવાળિયાઓજ કરી શકેછે. થોડાં વસ્ત્રો ધરાવનાર પણ વિવેકી ગ્રહસ્થ પોતાનો દેખાવ સફાઇભર્યો ઘણો સેહેલાઇથી રાખી શકેછે. ઘણાસરખા સોનાના ભારી છેડાઓ, બાંડીબંધ વીંટીઓ, ઇત્યાદિ ઝવેરાત પેહેરવાથી, કે ઘણો કિંમતી પોશાક પેહેરવાથી કાંઇ એક જણ પોતાને ગ્રહસ્થમાં ખપાવી શકતો નથી. અલબતાં, જો કોઇ ગ્રહસ્થ પોતાને કિંમતી વસ્ત્રોથી સણગારવાને શકિતવાન હોય, અને તેટલામાટે તેમ જો તે કરે, તો તેમાં ખોટું કશું નથી, પણ તેથી કિંમતી વસ્ત્રોવગરનો એક પુરૂષ ગ્રહસ્થમાં ન ખપે, એમ પણ કાંઇ નથી. એક તવંગર ગ્રહસ્થ જો દશ રૂપીએ વારનું કપડું પેહેરતો હોય, અને એક ગરીબ ગ્રહસ્થ માત્ર દશ આને વારનું કપડું પેહેરતો હોય, તો તેમાં કશો ફેર નથી. સવાલ સઘળો માત્ર લુગડાંની સફાઇનોછે. અંગબેસ્તો પોશાક, સારાં "શુઝ,"* સફાઇદાર હાથનાં મોજાં, એક સુફેદ રૂમાલ, અને તેનીસાથે ચાલવાની સારી ઢબ ગમેએવાને એક ગ્રહસ્થનો દેખાવ આપવાને બસછે. પોતાને શોભતો પોશાક પેહેરવો સારોછે. એક ઉંચા, ખુબસુરત

* Shoes. અત્રે "શુઝ"નો અર્થ સામાન્યરીતે કરવામાં આવ્યોછે, એટલેકે દરેક જાતનાં ખાસડાં.

માણસને એક અંગબેસ્તો પોશાક સારો લાગે, તો તેવાજ પોશાકની એક કીગણાં અને બદસુરત માણસે નકલ કરવાથી સાંભળાંઓ તેનીતરફ હસેછે. એવા માણસે કશાપણ ઠાઠમાઠ-વગરનો સાદો પોશાક પેહેરવો વધારે પસંદ પડતો થઇ પડેછે.

વસ્ત્રોના કસ કે "બટન"* અર્ધાં છુટાં રાખીને ફરવું, કે એવીજ કોઇ બીજી રીતે પોશાકની બાબદમાં બેદરકાર રેહેવું, એ હલકાં લોકોને કે પોશાગીરોનેજ છાજેછે. અફડબાજી ઘણું હસિરી થાય, તેનાંકરતાં પણ જેઓ વસ્ત્રોની બાબદમાં બેદરકાર હોયછે, તેઓ વધારે ધિક્કારવાજોગ ગણાયછે.

એવા માત્ર ચાર રંગોજછે, કે જે એક ગ્રહસ્થ કાંઇપણ વાંધાવિના પેહેરી શકેછે, અને તે કાળો, નીલો, બુરો, અને બદામીછે. તેઉપરાંત પોશાકના કોઇ નાહાના ભાગતરીકે "ડ્રૅબ,"† રાખોડી, ઇત્યાદિ રંગો વાપરવામાં કશી અડચણ નથી. કાળા રંગના પોશાકથી શરીરનું કદ નાહાનું જેવું દિસેછે, પણ તેથી પેહેરનારનો દેખાવ ઘણો સફાઇભર્યો લાગેછે. એક ઇંગ્રેજ ગ્રહસ્થને કેહેવું, કે "કાળો રંગ તમોને ઘણો શોભેછે," તો તે તેની સ્તુતિ કરવાબરાબર ગણાયછે.

ગ્રહસ્થો ઘણાંસરખાં જવેરાતો પોતાનાં શરીરઉપર લાદવાનું કામ કદીપણ પસંદ કરતા નથી. ઘરેણાં માત્ર નાજુક નારીઓનેજ છાજેછે. તેછતાં સારા શોખવાળી બાનુઓ સવારનાં બહાર ફરતાં કદાચજ ઘરેણાં પેહેરેછે. ઘરેણાં પેહેરવાનો વખત સાંઝનો, અથવા મોટી મિજલસવેળાનોછે. તોયે સેહેજ જવેરાતનો ઉપયોગ એક ગ્રહસ્થ કરી શકેછે,

---

* Button. † કોરાં, પાને વગરધોએલાં લુગડાનાંજેવો રંગ.

પણ તેણે પેહેરેલાં ઝવેરાતમાં મઢેલા હીરાઓકરતાં તેની બનાવટ ઉંચી હોવાની વધારે અગત્યછે. શું બાનુએ કે શું ગ્રહસ્થે કદીપણ બનાવટનું ખોટું ઝવેરાત પેહેરવું નહીં. અગરજો વીંટી પેહેરવામાં આવે, તો તે માત્ર એકજ પેહેરવી જોઇએ. ગ્રહસ્થો સોનાનાં "બટનો" પેહેરી શકેછે, પણ તેઉપર મીનો કીધેલો, કે માહે કિંમતી પથ્થરો મઢેલા હોવા ન જોઇએ. પોતાના ઓઢાનેલગતા "કલાસ્પો,"* પીનો, ઇત્યાદિ સાધારણ વખ્તે પેહેરી ફરવામાં આવતું નથી. સોનાનાં "બટનો," સોનાનો એક છેડો તથા ઘડિયાળ, અને એક સુંદર વીંટી, એટલુંજ ઝવેરાત માત્ર એક ગ્રહસ્થને પેહેરવામાટેછે. બનતાંસુધી ભારી કિંમતનાં ઝવેરાતોકરતાં નવાઇનું ઝવેરાત વધારે પસંદ કરવાજોગ ગણાયછે, જેવુંકે એક હીરાકરતાં એક કાણું મોતી વધારે સારૂં ગણવામાં આવેછે. ગ્રહસ્થો કાંઇપણ કામ લાગેએવું ઝવેરાત પેહેરેછે, અને બાનુઓનીપેઠે માત્ર શોભાનેમાટે તેઓથી ઝવેરાત પેહેરી શકાતું નથી.

એક ગ્રહસ્થે કદીપણ પોતાની ટોપી કે પાઘડી વાંકી પેહેરવી નહીં. વાંકી ટોપી કે પાઘડી "બાંકે મિયાં"ને શોભેછે, એક ગ્રહસ્થને નહીં. તેમ વળી ટોપી કે પાઘડી છેક પછવાડે પણ રાખવી નહીં, કારણકે એમ પેહેરવું, એ છોકટાપણાંની નિશાનીછે. એક ગ્રહસ્થનાં "બુટો" હંમેશાં સાફ હોવાં જોઇએછે.

બાનુઓએ જેમ બનેએમ ઓછાં લુગડાં પેહેરવાં, એ

* Clasps.

વધારે સારૂંછે. ભાતભાતનાં અને ચકચકીત રંગોનાં ઘણાં-સરખાં વસ્ત્રો પેહેરવાં ન જોઇએ. ઇંગ્રેજી બાનુઓના છેક ભોંયઉપર લબડતા લાંબા જભ્ભાઓવિષે ડાહ્યાં માણસો ધિક્કાર રાખેછે. એવા પોશાકો ગાડીમાં બેસી ફરનારને કદાપી ચાલે. ગ્રહસ્થોનીપેઠેજ બાનુઓએ પણ સાદો પોશાક પેહેરવો વધારે સારોછે. એક સ્ત્રીના સણગારમાં તેણીનાં વસ્ત્રોની સાદાઈ સર્વેથી મોટો સણગારછે. ઘણાંસરખાં અને ભારે વસ્ત્રો, તેમજ સારીપેઠે ઘરેણું પેહેરવાથી એક બાનુ-તરફ બીજાંઓનું ધ્યાન ખેંચાયછે ખરૂં, પણ તેથી તે પેહેર-નારી બાનુની જાતિ ખુબસુરતીને ધક્કો પોહોંચેછે, અને તેણીનાંતરફ થોડાંજ લોકો માનથી જોએછે. કેટલીક બાનુઓ શોભિતો પોશાક પેહેરવાસારૂ પોતાની ઓછી ખુબસુરતીનું બહાનું લાવેછે, અને એવો વિચાર ધરાવેછે, કે તેમ કરવાથી તેઓ પોતાની જાતિ એબ ઢાંકી શકેછે, પણ એ વિચાર ભુલભર્યોછે. ગમે તેણીઓ ઉંચામાં ઉંચો પોશાક પેહેરે, કે ગમે એક બેગમ પેહેરેએટલું ઝવેરાત પોતાનાં શરીરઉપર લાદે, તોયે જો તે પોશાકનાં રંગમાં કે ઢબમાં સારો શોભ ન હોય, અથવા તેણીની ચાલવાની ઢબ મરોડદાર ન હોય, તોપછી ગમે એવાં વસ્ત્રો કે ઝવેરાતો પેહેરવાં રદછે. એક બાનુનો સર્વેથી મોટો સણગાર તો તેણીના સદગુણોછે.

એક બાનુનો પોશાક અંગબેસ્તો હોવો જોઇએછે. તેણીના પોશાકનો જે ભાગ લોકોનું વિશેષ ધ્યાન ખેંચે, તે ભાગ ખાંમીભરેલો સમજવો. કેટલાક ગ્રહસ્થો અને બાનુઓ પોશાકની બાબદમાં બિલકુલ બેદરકાર રેહેવામાં મોટાઈ સમજેછે. શ્રીમંતો ઘણુંકરીને એવો વિચાર ધરાવેછે, પણ

તે તેઓનો માત્ર એક જાતનો ફાંટોછે, અને જેઓ એવાં લોકોની નકલ કરી મોટાંમાં ખપવા જાયછે, તેઓ ઉપલાંનાં-કરતાં પણ વધારે ઓછી બુદ્ધીનાં ધારવામાં આવેછે. કેહેછે, કે જેઓ પોશાકની બાબદમાં સંભાળભર્યા હોયછે, તેઓ ખાનગી ચાલચલણમાં પણ હોયછે. જવાન બાનુઓ, જેણીઓ વસ્ત્રોની બાબદમાં બેદરકાર હોયછે, તેણીઓ સામાન્યરીતે પોતાની સઘળી ચાલચલણમાં બેદરકાર હોયછે. તેણીઓ ઘરબારનાં પોતાનાં કામમાં પણ બેદરકાર હોયછે. એટલામાટે એક જવાન બાનુએ પેહેરવાઓઢવાની બાબદમાં ઘણી સંભાળ લેવાની અગત્યછે. સાદો પણ સ્વચ્છ, સસ્તો પણ સારા શોખનો પોશાક એક બાનુના કેટલાક સારા ગુણો દરસાવેછે, જેવાકે સુઘડાઈ, ડાહાપણ, આબરૂભરી ચાલ, ઇત્યાદિ. કેહેવાયછે, કે ઘણુંકરીને બાનુઓ પોશાકની બાબદમાં ઘણી શોખીન હોયછે, અને તેણીઓનો પોશાક-તરફનો પ્યાર ખુદરતીછે, એ કોઇ પણ ના પાડી શકશે નહીં. ખુબસુરતીની સંપૂર્ણતા લાયક પોશાકછે.

એક બાનુએ પોતાને ત્યાંની મિજલસવેળા મેહેમાનોઓ-કરતાં વધારે ઇસ્કી પોશાક પેહેરી નિકળવાની કાળજી રાખવી નહીં. તેમ કર્યાથી એવું જણાયછે, કે તેણી પોતાનો ભપકો દેખાડવાની ઇચ્છા રાખેછે.

તમારા ગામની કે મોહોલ્લાની ફલાણીબાઈ તમારા-કરતાં વધારે ઇસ્કી થાયછે, માટે તેણીનાંકરતાં તમારે વધારે ઇસ્કી થવું, એવા વિચારથી ઘણા ઠાઠમાઠ કરવો ન જોઇએ. ઉમ્મરપ્રમાણે પોશાક પેહેરવો વધારે સારોછે. દાખલા-તરીકે એક બુઢાં ડોસાં જો એક ચોવીસ વર્ષની જવાન બાનુને

છાજેએવો ભપકો કરી નિકળે, તેમ એક જવાન બાનુ બુદ્દાં-ડોસાંની નકલ કરી નિકળે, તો તે બંધે હસવાજોગછે. એવિષે ગ્રહસ્થોએ પણ સંભાળ લેવાની અગત્યછે.

પોશાક છેક ઘણો ઇશ્કી પણ નહીં, તેમ વળી ઘણો લોથ પણ પેહેરવો નહીં, તે પેહેરનારે મંડળીમાં પોતાનો દરજ્જો જોઇને તેપ્રમાણે પેહેરવુંઓઢવું જોઇએછે.

પોશાકની બાબદમાં એક બાબદઉપર વધુ લક્ષ દોડાવવાની અગત્યછે, અને તે એકે દરેક જણે, પછી ગ્રહસ્થ કે બાનુએ, પોતાના દાંતો, હાથો, અને હાથોનાં નખો અતિઘણાં સફાઈ રાખવાં જોઇએછે, કે જેથી સારો દેખાવ લાગે, તથા સુખ થાય.

ઇંગ્રેજોમાં અને મુખ્યકરીને "ગ્રેટ બ્રિટન"માં હાથે મોજાં પેહેરવાવિના ગ્રહસ્થો કે બાનુઓથી બહાર નિકળી શકાતું નથી. ઘણુંકરીને "કિડ"* કે "કાફ"નાં† મોજાં વધારે પેહેરવામાં આવેછે. ગુંથેલાં કે સુતરાઉ મોજાં ઘણુંકરીને હલકાં લોકો પેહેરેછે. એક ઇંગ્રેજી ગ્રહસ્થની પદવી તેને હાથે પેહેરેલાં મોજાંની હાલતઉપરથી તરત જણાઈ જાયછે. મોજાં હાથબેસતાં પેહેરવાં જોઇએછે. નાચની, કે બીજી કોઇ સાંઝની મિજલસવેળા, તેમજ ખાનાંગી કે લગનની મિજલસોવેળા સુફેદ અથવા ખુલ્લા પીળા રંગનાં મોજાં હાથે પેહેરવામાં આવેછે. પણ સવારની સાધારણ મોલાકાતે જતીવેળા, કે બહાર જવા-માટે કોઈ ઘેરા રંગનાં મોજાં વધારે પસંદ કરવામાં આવેછે. ઘણાં ભભકદાર રંગનાં મોજાં હાથે ઘાલવાથી બીજાંઓનું ધ્યાન તે પેહેરનારના હાથોતરફ ખુદરતીરીતેજ ખેંચાયછે.

---

* Kid. † Calf.

ગ્રહસ્થો સુધંધી અત્તરોનો ઝાઝો ઉપયોગ કરતા નથી. બાનુઓ પણ તેનો ઉપયોગ માત્ર સાંઝનાંજ કરેછે, અને ત્યારે પણ તે ઘણું થોડું વાપરેછે. અત્તર સારી જાતનું વાપરવું જોઇએછે, કેમકે કસ્તુરી કે એવીજ બીજી કેટલીક જલ્દ ખુશબો ઘણાં જણાંની તબિયતઉપર માઠી અસર કરેછે.

અગરજો હરકોઈ કારણનેલીધે તમોને ચશમો પેહેરવાની ફર્જ પડે, તો તે સારી બનાવટનો અને હલકાં વજનનો હોવો જોઇએ. અને તેના કાચો સોનાની કે તિખાં લોહાંની કમાનમાં બેસાડેલા હોવા જોઇએછે. અગરજો નબળી આંખોનેલીધે રંગીન કાચો વાપરવા પડે, તો તે "બ્લુ"* કે "સ્મોક"† રંગના હોવા જોઇએછે. લીલા કાચો ધિક્કારવામાં આવેછે.

પોશાકવિષે લખતાં સણગાર સજવાની રીતબાબે સ્હેજ જણાવવું અગત્યનું થઈ પડશે. સણગાર સજવાનાં કામને "ટૉઇલૅટ"‡ કરી કેહેછે. "ટૉઇલૅટ"માં મુખ્ય કામ શરીર સાફ કરવાનું, યાને નાહાવાનું છે. બહારની સફાઈ અંદરની યાને દિલની પવિત્રતા બતલાવેછે. સ્વચ્છતા તે તંદરોસ્તી, અને તંદરોસ્તી તે ખુબસુરતીછે. એક ઈંગ્રેજી બાનુને પોતાનો "ટૉઇલૅટ" કરતાં લગભગ પોણો કલાક લાગેછે. નાહાવાનું કામ "ટૉઇલૅટ"માં ઘણું મુખ્ય ગણાયછે. એમ ન સમજવું, કે માત્ર **સફાઈ થવા**માટેજ નાહાવામાં આવેછે; આપણે નાહિયે છૈયે, તેનું મુખ્ય કારણ **સફાઈ રેહેવાનું**છે.

---

* Blue. † Smoke-Colour. ધુમાડાનાજેવો રંગ.

‡ Toilet.

એક તંદરોસ્ત બાનુએ શિયાળામાં દરરોજ એકવાર, અને ઉન્હાળામાં દરરોજ બેવાર નાહાવું જોઇએછે. મજબુત બાંધાની બાનુને થંડાં પાણીથી નાહાવાની ભલામણ કર્યામાં આવેછે, થંડાં પાણીથી શરીરને આરામ થાયછે, તથા પુષ્ટિ મળેછે, પણ તેથી શરીર જેવું જોઇએએવું સફાઇભર્યું થતું નથી. તેટલા-માટે જેણીઓ સવારના થંડાં પાણીએ નાહેછે, તેણીઓએ સાંઝના યા રાત્રે ગર્મ પાણીએ ફરી નાહાવાની અગત્યછે. શરીર સાફ કરવામાટે ૯૬ થી ૧૦૮ "ડીગ્રી"સુધીનું ગર્મ પાણી લેવું સારૂંછે. પણ ગર્મ પાણીથી નાહાતાં સંભાળ લેવાની અગત્યછે, કેમકે તેથી શરીરને થાક ચઢેછે. થોડાં ગર્મ પાણીથી નાહાવામાટે ૮૫ થી ૯૫ "ડીગ્રી"-સુધીનું પાણી ઠીક પડેછે, અને સાધારણ વપરાસમાં એવું પાણી લેવું સલામતીભર્યુંછે. તેથી જીવને આરામ થાયછે, અને વળી શરીર પણ સ્વચ્છ થાયછે. પાણીનાં "ટબ"માં* બેસીને નાહાવું વધારે સારૂં ગણાયછે. એવીરીતે નાહાતાં ઘણો વખ્ત પાણીમાં રેહેવું ન જોઇએ. જાડાં ખડબચડાં વાદળાંનો કકડો પાણીમાં બોળીને તે શરીરઉપર ખુબ મસ-ળવો, અને થંડાં પાણીથી નાહાવાઆગમજ માથું ભિંજવવું સારૂંછે. મોંહ તથા આખાં શરીરઉપર જોરથી ખીસો† ચોળવો તંદરોસ્તીનેમાટે સારોછે. દરરોજ ખીસો વાપરવાથી

---

* Tub. નાહાવાનું વાસણ. એમાં બેસીને અથવા સુઇને નાહી શકાયછે.

† અત્રે જણાવવાની અગત્યછે, કે ગામઠી ખીસાઓ, જે બજારમાં વેચાયછે, તેનાંકરતાં વેલાયતી ખીસાઓ, જેને "ફલેશ-ગ્લવ" (Flesh-Glove) કરી કેહેછે, તે શરીર સાફ કરવામાટે વધારે સારા અને સગવડભર્યા હોયછે.

મોહોડાંનો રંગ ખુલેછે. નાહાવાપછી મોટા "ટુવાલ,"* અથવા જેને આપણાં લોકો સાધારણરીતે "દિલનુછનું" કેહેછે, તેવડે સારીપેઠે શરીર લુછીને તદન કોરકું કરી નાખવું જોઇએછે.

દાંતોની સંભાળ લેવાની અતિઘણી અગત્યછે. અગરજો નાહાનપણથીજ દાંતોની પુરતી સંભાળ લીધી હોય, તો મોટપણે દંત-વૈદોનું ઝાઝું કામ પડતું નથી. ઘણાં ગર્મગર્મ ખાનાંઓસાથે ઘણાં થંડાં પીનાંઓનો ઉપયોગ કર્યાથી "અમેરિકનો"નાં, આખો દહાડો ખાંડ ખાયા કર્યાથી "સ્પૅનીશ" બાનુઓનાં, અને "સિગારૅટ" પીયા કર્યાથી "મૅકસીકન" લોકોનાં દાંતોનો નાશ થાયછે, પણ એવી કોઈ ટેવ ન હોવાછતાં ઇંગ્રેજી બાનુઓનાં દાંતો ખરાબ થાયછે, તેનું મુખ્ય કારણ એટલુંજછે, કે તેણીઓ જેટલી જોઇએએટલી દાંતોની જતન કરતી નથી. ઘણો ગર્મ, અને ઘણી મિઠાસવાળો ખોરાક ખાવાથી દાંતો ખરાબ થાયછે, માટે બનતાંસુધી તેવો ખોરાક ન ખાવો. દાંતોને રાત્રે તેમ સવારેજ માત્ર નહીં, પણ દરેક વખ્ત ભોજન લીધાપછી "ટુથ-બ્રશ"†વડે સાફ કરવા જોઇએછે. દાંત સાફ કરવાનો "બ્રશ" ઘણો કઠણ વાપરવો ન જોઇએ, કેમકે તેથી પારાને નુકશાની થાયછે. "બ્રશ"સાથે લઇને મસળવામાટે સાધારણ ચાકનું બનાવેલું કોઈ સાદું મંજન વધારે સલામતીભર્યું, અને બીજાં તરેહવાર નકામાં મંજનોકરતાં વધારે ગુણકારકછે, માટે તે વાપરવું. ખોરાકમાં ઘણો કદો ખાધામાં લેવાથી પણ દાંતો ખરાબ થાયછે, માટે તે મધ્યમસર વાપરવાની સંભાળ લેવી.

---

* Towel. † Tooth-Brush.

અજીર્ણ થાયએવો ખોરાક ખાવાથી શ્વાસ લેતાં નઠારી વાસ આવેછે, માટે જેવું જણાય, કે નાપસંદ વાસ મોંહમાંથી નિકળેછે, તો જાણવું કે કોઠો બગડયોછે, અને તરત તેનો ઇલાજ કરવો.

નખો ઘણાંજ સાફ હોવાં જોઇએ, તથા તેઓને ઘણાં મોટાં વધારવાં ન જોઇએ. નખો કાપતીવેળા તેનો ઘાટ સારો રાખવાની સંભાળ લેવી જોઇએછે. નખ સાફ કરવાનાં "બ્રશ"નો,* ગર્મ પાણીનો, અને ઉંચી જાતનાં સાબુનો સારીપેઠે ઉપયોગ કર્યાથી હાથો સફાઇદાર તથા સોહામણા રેહેશે.

બાલોની પણ સારીપેઠે જતન લેવી જોઇએછે. બાલને સારા અને ચળકતા રાખવામાટે એક સફાઇદાર બાલ સાફ કરવાનાં "બ્રશ"ની† ઘણી અગત્ય છે, અને જે બાનુઓ દાસી ન રાખતી હોય, તેણીઓએ પોતે પોતાના "હૅર-બ્રશો" અવારનવાર ગર્મ પાણીમાં ખારાને મેળવીને તેવડે ધોઇ સ્વચ્છ રાખવા જોઇએછે. એકવાર "બ્રશ"ને બિલકુલ સાફ કર્યાપછી બાલ સાફ રાખવાનું બાકીનું કામ ઘણું સેહેલું છે. સંભાળ લઇ રાત્રે તેમજ સવારે બાલોને "બ્રશ"થી હોરવા; અવારનવાર હંડાંની દાળને ડોહોળીને તે, અથવા "ગ્લિસરિન"‡ અને ખાટાં લીંબુના રસને સાથે મેળવીને તે, બાલોઉપર સારીપેઠે મસળીને પછી ધોઇ નાખવા; એમ કર્યાથી બાલનેલગતા ખોટી બનાવટવાળા નુસ્કાઓપછવાડે ફાંફાં મારવાની અગત્ય રેહેશે નહીં. બનતાંસુધી "પૉમાડ"§ અને બીજાં તેલો

* Nail-brush=નેલ-બ્રશ.
† Hair-brush=હૅર-બ્રશ.
‡ Glycerine.
§ Pomade.

બાલને થોડાં લગાડવાં, પણ જો દરિઆમાં નાહાવા ઉત્યાં હોય, કે દરિઆની સફરે ગયાં હોય, તો "પૉમાડ"ને સ્હેજ ગર્મ કરીને તે બાલઉપર લગાડવાથી બાલ નર્મ થાયછે. જાત-જાતના રંગો, અને બીજી બનાવટી પ્રવાહીઓથી બાલોને કદીપણ રંગવાની કોશીશ કરવી નહીં. એવીરીતે રંગેલા બાલોનો રંગ અને તે રંગનારની ચામડી, આંખો, અને ભવાંનો રંગ જે ખુદરતે તેને બખશ્યોછે, તે કદીપણ એકમળતા થતા નથી. આ ટેવ ઘણી નઠારીછે. તેમ કર્યાથી એવું જણાયછે, કે તે રંગનાર હસ્કી દેખાવાનો બેવકુફાઈ-ભર્યો વિચાર ધરાવેછે, અને પોતે ખુબસુરતછે, એવો વિચાર બીજાંઓના મનઉપર બેસાડવાની ઇચ્છા રાખેછે. બાનુઓએ ખોરાકની બાબદમાં જતન લેવી; ખુલ્લી હવામાં ફરવાની ટેવ રાખવી; મોહોડાંઉપર તડકો ન પડે તથા પવન ન ફુંકે તેની સંભાળ લેવી; મોહોડાંઉપર છાંટવાનાં તરેહવાર "પાઉડરો"* અને દરેક જાતના અંગરાગો યાને શરીરની ચામડી ખુબ-સુરત કરેએવાં પાણીઓ અને લેપો † બનતાંસુધી વાપરવા નહીં; રાત્રે સકારે સુવું, અને સવારે સકારે ઉઠવું; એમ કર્યાથી જો તેણીઓ "હંમેશની ખુબસુરત" ન થાય, તો યાદ રાખવું, કે બીજાં કશાંથી તેણીઓ ખુબસુરત થનાર નથી.

કસરત કરીને કે થાકીને આવ્યાપછી કદીપણ મોહોડું ધોવું નહીં. પ્રથમ ચામડીઉપરનો પરશેવો સારીપેઠે ઘસીને નુછી નાખવો, અને ચામડી થંડી પડે ત્યાંસુધી થોભીને-પછી ગર્મ પાણીથી તે ધોવું. ચામડીને ધોવાસારૂ વરસાદનું

---

* Powders. † Cosmetics=કૉસમેટીક્સ.

પાણી ઘણું સારૂં છે. અગરજો ચામડીઉપર ફોલ્લા, ગુમડાં, ખુજલી, કે બીજું હરકોઇ જાતનું ચામડીનું દર્દ થયું હોય, તો "ડાકટર"ને પુછીને તેનો તરત ઇલાજ કરવો. એવીવેળા પોતે પોતાના વૈદ બનવું ખોટું છે.

એક ગ્રહસ્થના "ટૉઇલિૅટ"નેમાટે પણ નાહાવાનું સર્વેથી ઘણું અગત્યનું છે. તેને ઉન્હાળામાં સવારસાંઝ બેવાર, અને શિયાળામાં એકવાર અગત્યકરીને નાહાવુંજ જોઇએછે. ગામડાંમાં રેહેનારા ગ્રહસ્થો થંડાં પાણીએ નાહી શકેછે, પણ શેહેરમાં રેહેનારા ગ્રહસ્થોએ તેમ કરવાનો લાભ કરવો ન જોઇએ, કેમકે આખું વર્ષ થંડાં પાણીએ ચાલુ નાહાવામાટે ઘણો મજબુત અને તંદરોસ્ત બાંધો હોવો જોઇએછે. એક મજબુત બાંધાનો ગ્રહસ્થ જો ૬૦ થી ૭૦ "ડીગ્રી"નાં ગર્મ પાણીથી નાહે, તો તેમાં કશું ખોટું નથી, પણ શિયાળામાં ૮૫ થી ૯૫ "ડીગ્રી"નાં પાણીથી નાહાવું વધારે સલામતીભર્યું ગણાયછે. નાહી રહ્યાપછી શરીર સારીપેઠે લુછીને કોરડું કરી નાખવું જોઇએછે. મોહોડું ધોવાપછી બરાબર ઘસીને ન લુછવાથી મોહોડાંઉપર છાંગો પડી આવેછે. નાહી રહ્યાપછી થોડોવાર નાગે શરીરે રેહેવું સારૂં છે. શરીર કોરડું લુછી નાખવાપછી શરીરને હવા અને સૂર્યમાં ખુલ્લું રાખવાથી તે તંદરોસ્ત થાયછે, અને તેટલામાટે કેટલાક તબીબો સૂર્યમાં ખુલ્લાં નાહાવાની મજબુત ભલામણ કરેછે. દરિઆનાં પાણીમાં નાહાવાપછી સોજાં મિઠાં પાણીએ ફરી નાહાવું સારૂં છે.

દાઢીવાળા ગ્રહસ્થોએ દાઢીને સંભાળથી વારંવાર ધોવી, કાતરવી, અને હોરવી જોઇએછે, અને તેના તથા થોભિયાના

બાલ કઠણ "બ્રશ"થી હોરીને, તથા સાબુ અને ગર્મ પાણીથી ધોઇને અતિઘણાં સાફ રાખવા ઘટેછે. દાઢીનો ઘાટ મોહોડાંનાં ઘાટસાથે મળતો હોવો જોઇએછે. લાંબા બાલ ગ્રહસ્થોને છાજતા નથી. ઇંગ્રેજોમાં ઘણી લાંબી મુછો પસંદ કરવામાં આવતી નથી.

એક ઈંગ્રેજી ગ્રહસ્થ પોતાનો સૃણગાર એક કલાકમાં કરી શકેછે.

સેજ વધારે બોલી આ અતિ અગત્યનું પ્રકરણ સમાપ્ત કર્યે છૈયે. બાનુઓએ તથા ગ્રહસ્થોએ નાકમાંથી બહાર દેખાતા તથા કાનોઉપર ઉગતા ઝીણાં બાલો કાહાડી નાખવા જોઇએછે; કાન, નાક, નખ, દાંત, ઇત્યાદિ રસ્તામાં, કે બીજાંઓનાં દેખતાં સાફ કરવાં ન જોઇએ, એ સઘળું કામ પોતાના ખાનગી ઓરડામાંજ થવું જોઇએ; બાનુઓએ પોતાના પોશાકઉપર ઘણું ઝાલરઝુલર, કે ઘણું પટાપટી કરવું ન જોઇએ; તેણીઓએ કાનો તોડી પાડેએવાં મોટાં "યરિંગો"* પેહેરવાં ન જોઇએ; શું બાનુઓએ કે શું ગ્રહસ્થોએ રંગીન "બુટો" પેહેરવાં ન જોઇએ, કેમકે તેથી તે પેહેરનારનો નાકારો શોખ જણાયછે. બાનુઓનાં "બુટો"નો રંગ ખુલ્લો ગુલાબી કે "બ્લુ" હોવો જોઇએ, પણ સુફેદ કે કાળી "સાટીન"ના કે "કિડ"ના "બુટો" વધારે સ્વચ્છ અને શોભિતાં લાગેછે.

---

* Ear-rings.

# UNDER THE PATRONAGE OF
# His Excellency LORD REAY,
*GOVERNOR OF BOMBAY.*

## સીંગરના સીવવાનાં સંચા.

સીંગર મેન્યુફેક્ચરીંગ કુંપનીના દુન્યામાં વખણાયલા સીવવાના સંચાનાં દર વર્ષે ચહડતાં જતાં વેચાણ ઉપરથી જણાશે કે, લોકોમાં એ સંચાઓ કેટલા પસંદ પડતા અને સરસ ગણાયછે.

આટલું વેચાણ બીજા બધા સંચાવાળાઓ ભેગા મળીને પણ કરી શકતા નથી, એજ ઉપરથી જણાશે, કે લખો લોકોની હમારા સંચા વિષે કેવી ખાતરી થઇછે.

સીંગર કુ૦ ના સંચાનું વાર્ષિક વેચાણ.

| | સંચાઓ વેચ્યા. |
|---|---|
| ૧૮૭૩ | ૨૩૨૪૪૪ |
| ૧૮૭૪ | ૨૪૧૬૭૯ |
| ૧૮૭૫ | ૨૪૯૮૪૨ |
| ૧૮૭૬ | ૨૬૨૩૧૬ |
| ૧૮૭૭ | ૨૮૧૮૧૨ |
| ૧૮૭૮ | ૩૫૬૪૩૨ |
| ૧૮૭૯ | ૪૩૧૧૬૭ |
| ૧૮૮૦ | ૫૩૮૬૦૯ |
| ૧૮૮૧ | ૫૬૧૦૩૬ |
| ૧૮૮૨ | ૬૦૩૨૯૨ |




હાથનો સંચો—રોકડ રૂ૬૫.

એમાં શીટથી સારીની કોરો, તાપીઓ, ગાલીચા તથા સપાટા ભરાયછે. નાહાના તથા મોટા બખીઆનું કામ થાયછે.

પોતાની મેળે કોર વાળીને સીવાયછે, પ્લેટ પોતાની મેળે માપ લેઇને મારેછે.

ગોદરીનું, બાંઇડીંગનું, તથા બીજું તરેહવાર રેશમથી કામ થઈ શકેછે. એ બધું કામ હમારૂં માણસ મફત શીખવશે.

# ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપની.

હમારી કુંપનીનો ખુદ માલ હમારી નીચલી દુકાનેથી મલશે, તથા તેની સાથે તેનો સર્વે સરંજામ મુફત મલશે. સંચાના દરેક ફાલતુ ભાગ, સોય, દોરો, રેશમ, તેલ તથા સઘળા પુરજા ફાલતુ મલશે.

સંચાઓ હમારે ત્યાં દુરૂસ્ત તથા સાફ કરવામાં પણ આવેછે.

## ખરીદનારાઓને મુફ્ત શીખવવામાં આવેછે.

## દુન્યામાં પ્રસીદ્ધ થયલા અને દરેક જગ્યાએ વખણાયલા સીંગરના સીવવાના સંચાઓ

૧૮૫૦ ના સાલથી બનાવવામાં આવેછે, અને આજ ૩૫) વર્ષના અરસામાં એ જગત પ્રસીદ્ધ સંચાઓ કરોડો વેચાયાછે.

એ સંચાઓ શીખવામાં સેહેલા, ચાલવામાં ઝડપવાળા, મજબુત, જાડાં અથવા ઝીણાં કપડાં ઉપર એકસરખીરીતે કામ કરનારા, અને દરેકરીતે બધા સંચાઓકરતાં ઉત્તમછે.



આએ સંચો ફકત પગે ચાલતો, અથવા હાથે અને પગે ચાલતો આવેછે.

આએ સંચામાં પણ આગળ જણાવ્યા પ્રમાણેનું બધું કામ થાયછે, અને કુટુંબોને માટે, દરજીઓને માટે, તથા મીલીનરોને માટે એ સંચો અમુલ્ય છે.

આએ સંચાઓ શિવાય કબાટના અથવા સંચો બંધ કરીએ તો લખવાની ટેબલ થાય તેવા શોભાઇતા વાપરવા લાયક તથા ભેટ આપવા લાયકના સંચા પણ હમારે ત્યાં રાખવામાં આવેછે.

પગનો સંચો, રોકડ ૨૬૩). હાથે અને પગે ચાલતો, રોકડ ૨૬૮).

## હિંદુસ્તાનની મુખ્ય હાફીસ.

૫, ચર્ચગેટ સ્ટ્રીટ (દેવળનાં મોહોલ્લામાં), મુંબઈ.

# વાંચીને અજબ થાવો !

સીવવાના સંચાની પીછાન કરવાને વધારે શક્તિ ખોદાએ માટીડા કરતાં બઈરાંને આપીછે ને અક્કલવાળી ઈંગ્રેજી બાનુઓએ તપાસ કરી પસંદ કીધેલા સંચાઓનો ખરો દાખલો આછે.

અમેરીકાના ચીકાગો ગામમાં ભારે આગ લાગી, અને ત્યાંનું હજારો લોક નાચાર થઇ ગયું, ત્યારે નાચાર ઓરતોને મદદ કરવા એક મંડળી ઉભી થઇ, અને **૨૯૯૪** બાનુઓને તેવોનું ગુજરાણ ચલાવવા થકી મુફત સંચા અપાવવાનું ઠેરવ્યું ત્યારે **૨૪૭૭** બાનુઓએ સીંગરના સંચા પસંદ કીધા અને ખરીદયા અને **૫૧૭** જણીઓએ બીજા પાંચ કારખાનાવાળાઓના લીધા.

એ બાનુઓ સંચાઓ ઉપર પોતાનું ગુજરાણ કરનાર હતી ત્યારે તે લોકોએ સીંગર કાંએ લીધો તેનો બાનુઓએજ ખ્યાલ કરવો જોઇએ.

હમારા દરેક ખરા માલપર આએ છાપ હોવો જોઇએ જેની ઊપર એ નહીં હોય તે અમારો ખરો માલ નહીં સમજવો.




દગલબાજી ઘણી થાએછે તેથી સાવચેત રેહેજો. ખરો માલ સીંગરનો આ જાણીતી સીંગર મેન્યુફેકચરીંગ કુંપનીનો બનાવેલો દેવલના મોહોલ્લામાં ના૦ ૫)વાળા ઘરમાં મલેછે.

**સીંગરનાં અવલ માલને ૨૦૦) થી ઉપર ચાંદા મલયાછે.**

☞ સર્વેથી છેલ્લી ફતેહ.

પ્રેસ્ટનમાં ૧૮૮૨ માં મોટો એતાબ.
બ્રેડફર્ડમાં ૧૮૮૨ માં પેહેલું ઈનામ.
સંડરલેંડમાં ૧૮૮૨ માં રૂપાનો ચાંદ.
હડરસ્ફીલ્ડમાં ૧૮૮૩ માં સુનાનો ચાંદ.
એમસ્ટરડેમમાં ૧૮૮૩ માં સુનાનો ચાંદ અને પેહેલું ઈનામ.
કલકતામાં ૧૮૮૪ માં ૩ ચાંદો.
લંડન હેલ્ક એકઝીબીશન ૧૮૮૪ માં સુનાનો ચાંદ.

**ધી સીંગર મેન્યુફેકચરીંગ કુંપની,**

**મુંબાઈ.**

લગ્નને દહાડે નાશતો પુરો પાડવાનું માથે લેશે.

લગ્નનેમાટે, વર્ષગાંઠનેમાટે, અને ભેટ મોકલવાનેમાટે, મોટાં કેકો, સ્પન્જ કેકો, સિડ કેકો, બન્સ, ઈત્યાદિ તૈયાર કરી આપવામાં આવશે.

નાચની મિજલસો, વનભોજન, તથા હરકોઈ બીજી મિજલસનેમાટે ખાનું પીનું પુરૂં પાડવાનું માથે લેશે. (જુઓ પાને ૧૨૦ થી ૧૨૧ સુધી.)

**ઉપર જણાવેલી હરકોઈ ખાનાંની તથા હરકોઈ મિજલસની સઘળી ગોઠવણ અમારા મી૦ જે. પીયર્સની ખાસ દેખરેખતળે કરવામાં આવશે.**

(વાંચો "ખાનાંની મિજલસ," પાને ૧૩૪ થી ૧૯૭ સુધી.)

⁂ પીયર્સની કુંપની જણાવવાની રજા લેછે, કે જે ઊંચો માલ તેઓ વેચેછે, તે ધ્યાનમાં લેતાં તેઓનો ભાવ બીજા વેચનારાઓ કરતાં કશો વધારે નથી.

---

# શરાફ બરધરસ.

એવાને ત્યાંથી આધઓરાકી, કાચકામ, કોડીકામ, "માઝૉલિકા"નાં વાસણો, "પ્લશ"નો સામાણ, બાનુઓને વાપરવાની કોથળીઓ, ભરવા, શિવવા, ગુંઠવાનાં કામમાં વાપરવાની નાહાની મોટી પેટીઓ સર્વે સામાણસુધાં, સબીઓ મુકવાની નાહાની મોટી સર્વે કદની ફ્રેમો, સ્ટેશનરી, સાબુ, અત્તર, સર્વે જાતનાં રમકડાંઓ, અને તે ઉપરાંત તમામ જાતનો શોભીતો તથા ઉપયોગી સામાણ સસ્તો મળી શકશે.

---

બેસતાં નવાં વર્ષને દહાડે, વર્સગાંઠને દહાડે, તથા ક્રિસ્ટમાસને દહાડે ભેટ મોકલવાના કાર્ડો, એક દોહોડિયે નંગથી વધુ કિંમતના વેચાતા મળશે.

---

પોશાક, બાલ, દાંત, તથા નખ સાફ કરવાના બ્રશો. (જુઓ પાને ૨૬૪ તથા ૨૬૫ મેં.)

---

આફિસો તથા બંગલામાં નોકરો, ઇત્યાદિને બોલાવવામાટે વાપરવાજોગ વિજલીથી વાગતા ઘંટો. તેઓ ગમે ત્યાં લઈ જઈ શકાયછે. કિંમત રૂપિઆ ૧૨.

---

સાટિનની તથા કપડાંની ઝાલરસાથની અતિ સુંદર છત્રીઓ. કિંમત માત્ર રૂપિઆ ૧॥ તથા વધુની.

---

મુસાફરીમાં વાપરવાલાયક જાતજાતનાં પૉર્ટમાન્ટો. રૂપિઆ ૩॥ અને તેથી વધુ કિંમતના.

દિવાનખાનાંમાં મુકવાલાયક, તથા ખાનાંની મિજલસવેળા ટેબલઉપર મુકવાના સુંદર કાચનાં ફુલદાનો. (જુઓ પાને ૧૫૩મેં.)

---

પૈસા મુકવાની ઘણી ફેન્સી વાપરવાલાયક કેસીઓ. આના ૪ તથા તેથી વધુ કિંમતની.

---

પિયાનો વગાડવાના સ્ટુલો, કિંમત રૂપિઆ ૭. વાળવાની સુંદર તથા ટકાઉ ખુરશીઓ, ગાળીચાની બેઠકસાથની, કિંમત રૂપિઆ ૨॥ તથા તેથી વધુની.

---

રૂપાંની લૉકેટો, રૂપિઆ ૧—૧૪ તથા વધુ કિમતની. શોનાની લૉકેટો, રૂપિઆ ૩॥ તથા વધુ કિંમતની.

---

પાઉડર બૉકસો, આના ૫ તથા વધુ કિંમતનાં. શોભીતા શાહિના ખડીઆઓ, આના ૪ તથા વધુ કિંમતના.

---

હિંદુસ્તાનની જાણીતી જગ્યાઓ, જેવીકે, મુંબાઈ, કલકતા, દિલ્હી, આગરા, લકનોર, કાનપોર, અને બનારસ ખાતેની જોવાલાયક ઇમારતોનાં ઘણાં સુંદર ૨૪ ફોટોની આલબમ, માત્ર રૂપિઆ ૧ ની કિંમતે મળશે. એના હમો ખાસ આડતિયા છૈયે.

---

આખાં હિંદુસ્તાનમાં સર્વેથી સસ્તાં પાકિટનાં ઘડિઆળો અમારે ત્યાંજ મળેછે. કિંમત રૂપિઆ માત્ર ૪ તથા તેથી વધુ.

---

બાનુઓના સદરાને મુકવાની નેટની તથા દોરાની લેશો, ક્રિલિંગ, ઉનની ભરેલી બરસીનની સ્લીપર, સિલ્કનાં હાથનાં મોજાં, ફેન્સી પંખા, તકિઆના ટૅસલ, ઇત્યાદિ સામાણ સર્વેથી સસ્તો અમારે ત્યાંથી મળશે.

# રેશમ, રેશમ, રેશમ.

પારસી બાનુઓને ભરવાનું દરએક જાતનું રેશમ જેવું કે ક્રુએલ, ફીલોજેલ, એમબ્રોઇડરી વીગરેનો મોટો જથો હમો રાખીએ છીએ અને ક્રુએલ રેશમ રૂ૧) ની શેલ આંટી આપીએછ, તેમજ દરએક જાતની કોર, સ્લીપર, તકીયા, ટેબલકલાક, વીગરે છાપવાનાં કાગજો પણ હમારે ત્યાંથી કીફાયતે મલશે, તેમજ

મુસાફરીને બરનો સાગાણ, ફેન્સી ચીજો, શોનાના તથા રૂપાંના લેડીઝ અને જેન્ટલમેનનાં ઘડીયાલો તેમજ શોના રૂપાંના સારી પેટરનના અંછોરાઓ તથા શાંકલીઓ, બાગને સારૂં પાણી સીંચવાના બંબાઓ, વીગરે વીગરે દરએક જાતનો ઉપયોગી સામાણ જેમાં,

કેરોસીન તેલના, ચાહ કરવાના તથા રાધવાના ભઠી સાથના ચુહુલા ઘણે કીફાયત ભાવે મલશે, તેમજ કોલસા તથા લાકડાં બાળવાના ચુહુલાઓ દરેક સાઇઝના તથા ભાવના કિફાયતે આપવામાં આવશે.

બહારગામના આરડરો જલદીથી બજાવવામાં આવશે.

**રટુવર્ડની કુ૦**

જનરલ મરચંટસ.

ના૦ ૨ જો ચર્ચગેટ સ્ટ્રીટ.

# દફતર આશકારા છાપાખાનું.

(૧૮૪૦માં સ્થાપ્યું.)

આ છાપાખાનાને તેનાં ઉંચા પ્રકારનાં કામનેમાટે ૧૮૬૭નાં પારિસનાં, ૧૮૬૮નાં આકોલાનાં, ૧૮૬૮નાં ભરૂચનાં, તથા ૧૮૭૪નાં લંડનનાં પ્રદર્શનમાંથી ચાંદા મળ્યાછે, તથા એક સરટિફિકેટ મળીછે.

---

આ છાપાખાનાંમાં ઈંગ્રેજી, ગુજરાતી, મરાઠી, સંસ્કૃત, હિંદુસ્તાની, ફારસી, અરબી, ઝંદ, પેહેલવી, હીબ્રુ, ક્નીફોર્મ, ઇત્યાદિ ભાષાઓમાં છાપવાનું કામ ઘણું સફાઇભરેલીરીતે, તથા છેલ્લી નવી શોધોવાળા સંચાઓમારફતે ઘણું કિફાયત ભાવે, રંગબેરંગી શાહીઓમાં, તથા સાદા અને શોભીતા ટીબાંઓવડે બજાવવામાં આવેછે, તેમજ રૂલિંગનું, ચોપડીઓ બાંધવાનું, ઇત્યાદિ કામો બજાવી આપવામાં આવેછે.

---

આ છાપાખાનાંમાંથી નિચ્ચે જણાવેલાં પત્રો તથા ચોપાન્યાં બહાર પડેછે.

## રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ.

મુંબાઈ ઈલાકામાંથી દેશી ભાષાઓમાં છપાઈ બહાર પડતાં તમામ અઠવાડિક વર્ત્તમાનપત્રોકરતાં એનો ફેલાવો બોહોળોછે.

---

## સ્ત્રી બોધ.

વિદ્યાહુન્નરને લગતું માસિક ચોપાન્યું (દેશી બાનુઓ તથા કુટુંબોનેમાટે).

---

## નૂરે એલમ.

ચાલુ વાર્ત્તાઓ અને વિદ્યાનેલગતી લોકપસંદ બાબદોથી ભરપુર માસિક ચોપાન્યું.

**બેહેરામજી ફરદુનજીની કુંપની—માલિકો.**

**૮૭, પટેલનો મોહોલ્લો, મુંબાઈ.**

# જેહાંગીર બેજનજી કરાણીએ પ્રગટ કરેલાં સસતાં ને સરસ પુસ્તકો.

